॥ श्री गुरु समर्थ ॥

# ગાયત્રી ઉપાસના



**गायत्री वा ईदं सर्व्वं भूतं यदिदं किंच वाग्वैव गायत्री वाग्वाईदं सर्व्वं भूतं गायति च त्रायते च ॥**

અર્થ : " દૃશ્યમાન જગત્માં સ્થાવર જંગમ આદિ જે કાંઇ પ્રાણી જાત વિદ્યમાન છે તે સર્વ ગાયત્રીનું સ્વરૂપ છે. વાક્ અથવા શબ્દ એજ ગાયત્રી છે. વાકાત્મક શબ્દ દ્વારા જ શ્રી ભગવાનનું નામ સંકીર્ત્તન થઇ શકે છે. માટે સર્વ ભૂતમય થઈને જે તેનું ગાન (સ્મરણ–ઉપાસના) કરે છે તેનું ત્રાણ અર્થાત્ સર્વ ભય નિવારણ અને રક્ષણ કરી ઉદ્ધાર કરે છે તેનું નામ ગાયત્રી છે." ઉપનિષદ.




લેખક :

**ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.**

ઠે. દાણાપીઠ, નવો વાસ, વચલી પોળ–અમદાવાદ.

પ્રકાશક

**ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા.**

ઠે. પીરમશા રોડ, અમદાવાદ.



પ્રત ૨૦૦ સને ૧૯૪૫

**"जप्पयेनव तु संसिद्‌ध्येत् ब्राह्मणो नात्र संशयः ।**
**कुर्यादन्यन्नवा कुर्यान्मैत्रो ब्राह्मण उच्यते ॥**

અર્થ : "બ્રાહ્મણ બીજું કંઈ પણ કરે અથવા ન કરે પરન્તુ તેઓ કેવળ જપથી જ સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે." (મનુ. ૨–૮૭.)



**કિંમત રૂ. બે**

આ પુસ્તક ____________________ ને
____________________ તરફથી
તારીખ } ____________________ ભેટ.

મુદ્રક : શાહ મણિલાલ છગનલાલ ધી નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ,
ઘીકાંટા રોડ–અમદાવાદ.

# ગાયત્રી માતાની આરતી

ૐ જય દેવિ જય દેવિ
ગાયત્રિ સાવિત્રિ જય સરસ્વતિ દેવિ (૨)
શરણાગત પરિપાલન (૨) દાન દયા શીલે ॥
પરબ્રહ્મ સ્વરૂપે માયયા રહિતે (૨)
વિશ્વં સર્વં રચિતં (૨) સ્પર્શો નાસ્તિ શુભે—જય દેવિ૦ (૧)
વિષ્ણુવિરિંચિરુદ્રાઃ ત્રિગુણમયી જાતાઃ (૨)
સ્થાવરજંગમસર્વં (૨) વિદિતં તે રૂપમ્
ધ્યાનનિમગ્ના યતય સ્વદ્રૂપે લીનાઃ (૨)
ભજતિ જનોઽયં હૃદયે (૨) શ્રુતિબોધિત રૂપમ્—જય દેવિ૦ (૨)
ભક્તિ પ્રફુલ્લલતિકે પ્રસરિત બહુરૂપે (૨)
ભક્તજનૈઃ પરિભાષિત (૨) નામ વિભિન્ન ધરે
સ્વીય જય ગર્વે હૃષ્ટાઃ દેવાઃ સન્તુષ્ટાઃ (૨)
મિથ્યા જ્ઞાનનિરાસે (૨) હેમવતી જાતા—જય દેવિ (૩)
સ્મરણં તે ચરણાનાં ચિત્તે સુકૃતીનામ્ (૨)
સર્વે ધ્યાનનિમગ્નાઃ (૨) ત્વયિ દઢ વૃત્તિસ્થાઃ
અહમપિ યાચે દ્રષ્ટું રૂપં તે સરસમ્ (૨)
તવમમ રૂપાભેદો (૨) વેદાઃ પ્રામાણ્યમ્—જય દેવિ (૪)
દેવિ ત્વત્પદપદ્મે ભક્તિલતા વૃદ્ધિમ્ (૨)
ત્રેતા દ્વાપર કૃતયુગ (૨) લોકાનાં પૂણ્યમ્
કલિયુગેઽસ્તિ વાગ્છા સ્વરૂપલીનં તે (૨)
અન્તે બ્રહ્મ શરણ્યં (૨) સુખ જીવન વરદે—જય દેવિ૦ (૫)

સર્વેપિ સુખિનઃ સન્તુ સર્વે સન્તુ નિરામયાઃ
સર્વે ભદ્રાણિ પશ્યન્તુ મા કશ્ચિદ્ દુઃખમાપ્નુયાત્ ॥

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

સમસ્ત વિશ્વમાં સર્વે પ્રાણી સુખી થાઓ, સર્વે પવિત્ર બનો, સર્વે કલ્યાણકારી દર્શન આદિ શુભ વિષયો અનુભવો. કોઈ પણ દુઃખી ન થાઓ.

શુભાભિલાષી,

**ડૉ. સ્વા. બ્રહ્માનંદ સન્યાસી** આચાર્ય પી, એચ. ડી.

# પ્રસ્તાવના.

**સંસારમાં** પ્રત્યેક મનુષ્ય સુખ, શાન્તિ અને સફલતા ઇચ્છે છે અને તે પ્રાપ્ત કરવા માટે અનેક ધર્મ, કર્મ, દાન, પુણ્ય આદિ સત્કર્મ પણ કરે છે, તેમ છતાં તેમની મનઃકામના સિદ્ધ થતી નથી. કેટલાક મનુષ્યોની મનઃકામના કંઈક અંશે પરિપૂર્ણ થાય છે અર્થાત્ અપૂર્ણ રહી જાય છે. એ જ ઉદ્દેશ્યની સિદ્ધિને માટે ઘણાં મનુષ્યો દેવ–દેવીનાં અનુષ્ઠાન, મંત્ર જપ અને કથા કીર્ત્તન શ્રવણ કરે છે. તેમ છતાં તેમની ધારણા ફલિભૂત થતી નથી તેનું કારણ શું?

તેનું કારણ એ જ છે કે તેઓ જે કંઈ ધર્મ કર્મ કરે છે તેમાં અપૂર્ણતા હોય છે અને મંત્ર જપ, અનુષ્ઠાન વગેરે કરવામાં તેઓ શાસ્ત્રકથિત વિધિપૂર્વક, શાન્ત ચિત્તે અને સ્થિર બુદ્ધિથી તે કાર્ય કરતા નથી તેથી જ તેમની મનઃકામના પરિપૂર્ણ થતી નથી.

શાસ્ત્રકારોએ અને ભગવાન શ્રી કૃષ્ણચન્દ્રે ગીતાજી વગેરે ગ્રંથોમાં કહ્યું છે કે:

**जपात् सिद्धि, जपात् सिद्धि, जपात् सिद्धिर्नसंशयः ।**

અર્થાત્ "જપ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે, જપ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે, જપ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી." આ પ્રમાણે ત્રણ વખત શાસ્ત્રનો ઉપદેશ છે. તેમ છતાં વર્ત્તમાન કળિયુગના મનુષ્યોને એ ભગવદ્ વાક્ય ઉપર શ્રદ્ધા નથી અને તેઓ વિધિપૂર્વક જપ કરતા નથી, તેથી તેમને સિદ્ધિ પ્રાપ્ત ન

થાય એમાં આશ્ચર્ય શું? આપણા ઋષિ મુનિઓ, સંત સાધુ મહાત્માઓ જંગલમાં એકાંતમાં નિવાસ કરીને સ્થિર ચિત્તે, શાન્તિ પૂર્વક જપ તપ કરતા હોવાથી તેમનામાં કેવી અલૌકિક સિદ્ધિઓ હોય છે તે તો આપણા જાણવામાં છે. કોઈ વચનસિદ્ધ કે ત્રિકાળજ્ઞ મહાત્મા પુરૂષનું નામ સાંભળતાં જ આપણે ગમે તેટલે દૂર તેમનાં દર્શન માટે દોડતા જઈએ છીએ, તેનું કારણ શું છે?

તેમણે કઠોર જપ, તપ વ્રતપૂર્વક અલૌકિક સિદ્ધિશક્તિ સંપાદન કરી છે અને તે જ સિદ્ધિને પ્રતાપે તેઓ સંસારી મનુષ્યનાં અનેક કષ્ટ નિવારણ કરે છે એ જ છે. એવા મહાપુરૂષોને જોવા છતાં, તેમના જપ તપની વાર્તા સાંભળવા છતાં અને તેમની અષ્ટ સિદ્ધિઓના ચમત્કાર નજરે જોવા અને જાતે અનુભવવા છતાં આપણને તેમના જેવા જપ તપ કરવાનું મન થતું નથી, તેથી જ આપણે અનેક પ્રકારનાં શારીરિક, માનસિક અને આધ્યાત્મિક કષ્ટ ભોગવી રહ્યા છીએ.

"**ગાયત્રી મંત્ર**" નો મહિમા આપણા શાસ્ત્રોમાં સારી રીતે વર્ણવવામાં આવ્યો છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ દ્વિજાતિને માટે ઇષ્ટ દેવી શ્રી ગાયત્રી માતાનું જ અનુષ્ઠાન, મંત્ર જપ કરવાનું શાસ્ત્રમાં દર્શાવવામાં આવ્યું છે.

પ્રાચીન કાલમાં એક સમય એવો હતો કે એ જ ગાયત્રી મંત્ર જપના પ્રતાપે બ્રાહ્મણો અલૌકિક બ્રહ્મવિદ્યામાં, ક્ષત્રિઓ ક્ષાત્રવિદ્યામાં અને વૈશ્યો વાણિજ્ય વિદ્યામાં પારંગત હતા. તેથી બ્રાહ્મણો યજ્ઞયાગ આદિ ધર્માનુષ્ઠાન કરાવી યજમાનોને મનવાંછિત ફળ પ્રાપ્ત કરાવતા. ક્ષત્રિઓ ક્ષાત્રધર્મ પરાયણ રહી ગમે તેવા પ્રબળ શત્રુઓનો નાશ કરી દેશનું રક્ષણ કરતા હતા અને વૈશ્યો એ જ ગાયત્રી વિદ્યાનાં અનુષ્ઠાનને પ્રતાપે વાણિજ્ય વ્યાપારમાં સવિશેષ વિજય પ્રાપ્ત કરતા, ધન, ધાન્ય, પશુ, પુત્રથી સમૃદ્ધ થઈને અનેક પ્રકારે જનસમાજની સેવા દ્વારા સર્વને

સુખી કરતા હતા પણ આજે શું ? આજે તે બ્રાહ્મણ, તે ક્ષત્રિય અને તે વૈશ્યો વેદમાતા ગાયત્રીને ભૂલી ગયા છે તેથી જ તેમનાં સર્વ સુખ સમૃદ્ધિનો લોપ થયો છે.

તેમ છતાં આ કલિયુગમાં પણ કેટલાક ધર્મશ્રદ્ધાનિષ્ઠ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યો ગાયત્રી માતાને ભૂલ્યા નથી. વેદ શાસ્ત્રકથિત ઉપદેશ અને વિધિ પૂર્વક તેઓ ગાયત્રી જપ કરીને સર્વ પ્રકારે સુખી થયા છે, અને થાય છે તેનાં કેટલાંક દૃષ્ટાંત આ પુસ્તકમાં અન્યત્ર પ્રકટ થયાં છે તે વાંચવાથી વાંચકો સારી પેઠે સમજી શકશે કે: દ્વિજાતિ માટે ગાયત્રી સમાન અન્ય કોઇ ઇષ્ટ મંત્ર નથી, અને ગાયત્રી મંત્રના જપથી જ તેઓ સર્વ પ્રકારનું સુખ પ્રાપ્ત કરી શક્યા છે. ધનની ઇચ્છાવાળાને ધન, ધાન્યની ઇચ્છાવાળાને ધાન્ય, પુત્રની કામનાવાળાને પુત્ર અને પશુની કામનાવાળાને અર્થાત્ ગૌમાતાની પ્રાપ્તિ થાય છે.

તે જ પ્રમાણે જેઓ સંસાર–સમાજની માયાથી વિરક્ત થયા હોય છે તેમને અધ્યાત્મ જ્ઞાનની પ્રાપ્તિ અને કૈવલ્ય–નિર્વાણ–મોક્ષની પણ પ્રાપ્તિ થાય છે.

આ પ્રમાણે ગાયત્રી મંત્રના જપ–અનુષ્ઠાન દ્વારા મનુષ્ય ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પદની પ્રાપ્તિ અને ભગવાનનાં દર્શન કરી જન્મ મરણથી રહિત થઇ જાય છે એ શાસ્ત્ર અને ઋષિ મુનિઓનાં વચનો તદ્દન સત્ય છે.

એ માટે જ કહેવામાં આવે છે કે: **जपात् सिद्धि ।** જપ કરવાથી જ સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. મંત્ર જપ સમાન બીજો કોઇ સાચો સહાયક નથી અને જપના સમાન બીજો કોઈ સાચો સંરક્ષક નથી. જે મનુષ્ય સંસારના અન્ય કામ ધંધામાં રહીને પણ જપ

કરતો રહે છે. તેનો એક પણ મનોરથ અપૂર્ણ રહેતો નથી એ નિર્વિવાદ સત્ય છે.

જપ કેવી રીતે, કેટલી સંખ્યા અને કયે સમયે કરવો જોઈએ તે સંબંધી અમે અમારા "ૐકાર જપવિધિ" તેમજ આ પુસ્તકમાં અત્યન્ત સરલ ભાષામાં પ્રકટ કર્યું છે. જપ કરવા માટે જે વિધિ અમે પ્રકટ કરી છે તેનું બરાબર પાલન કરવામાં આવશે તો ગાયત્રીના ઉપાસક-સાધકની સર્વ મનોકામના અવશ્ય પૂર્ણ થશે.

વાંચકબંધુ ! તમે બ્રાહ્મણ હો, ક્ષત્રિય હો અથવા વૈશ્ય હો– ગમે તે હો–પરંતુ જો તમે શારીરિક વ્યાધિથી સદા પિડાતા હો, માનસિક ચિંતા, શોક, ભય આદિ કલેશોથી દુઃખી રહેતા હો અને સાંસારિક ઉપચારોથી થાકી ગયા હો તો એક વખત "**ૐકાર જપવિધિ**" અને "**ગાયત્રી ઉપાસના**" એ બંને પુસ્તકો બરાબર વાંચી જુઓ. એ પુસ્તકો વાંચવાથી તમારા શરીર, મન અને આત્મામાં આનંદ, ઉત્સાહ અને બલનો સંચાર થતો જણાશે, તમારી સર્વ મનોકામનાઓ પૂર્ણ થશે.

આ પુસ્તકના એક અધ્યાયમાં આપણા પ્રાચીન ઋષિ મુનિઓએ દર્શાવેલા કેટલાક **વનસ્પતિના હોમ** પ્રયોગો પ્રકટ કર્યા છે. એ પ્રયોગો એક મહાત્મા પુરૂષે પ્રાચીન ગ્રન્થમાંથી સંશોધન કરી લોકોપકારને માટે પ્રસિદ્ધ કર્યા છે. તે પ્રમાણે ગાયત્રી મંત્ર દ્વારા વનસ્પતિઓના હોમ કરવાથી મનુષ્યની સર્વ કામનાઓ પૂર્ણ થવાનો સંભવ છે. સાચા ગાયત્રી ઉપાસકને એ મંત્રથી પોતાને લાભ થયો હશે તો તેજ પ્રમાણે તે મન્ત્ર દ્વારા અન્ય શ્રદ્ધાળુ ધર્મનિષ્ઠ મનુષ્યોને પણ લાભ અપાવી શકશે એવો અમને વિશ્વાસ છે. સત્યનિષ્ઠ, બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રિય બ્રાહ્મણ દેવો એ પ્રયોગ અજમાવી સર્વ સુખ પ્રાપ્ત કરશે તો અમને ઘણો આનંદ અને સંતોષ થશે. જે ઋષિ મુનિઓ અને સાધુ સંતો

વન-જંગલમાં તપસ્યા કરતા હતા તેમની સિદ્ધિ કીર્તિ સાંભળી અનેક સંસારી મનુષ્યો તેમની સમક્ષ જઇને પોતાના શારીરિક, માનસિક, સાંસારિક અને આધ્યાત્મિક વ્યાધિઓનાં નિવારણ માટે પ્રાર્થના કરતા તે વખતે આજની પેઠે મોહેલ્લે મોહેલ્લે અને ગામે ગામ દવાખાનાં કે ઔષધાલયો નહોતાં. તે સમયે તો ઋષિ મુનિઓના આશિર્વાદ યુક્ત જે કંઇ પ્રસાદી મળતી તેથી જ તેમના સર્વ વ્યાધિ નિવારણ થતા, અને કેટલાક મહાત્માઓ ગાયત્રી મંત્ર સહિત અમુક અમુક વનસ્પતિઓનાં હોમ યજ્ઞ બતાવી દેતા જેથી સંસારી લોકોનાં દુઃખ નિવારણ થતાં. તેજ વનસ્પતિઓના કેટલાક પ્રયોગો આ પુસ્તકમાં દર્શાવ્યા છે. શ્રદ્ધાળુ વાંચક વર્ગ તેનો લાભ લઇ સુખી થાય એજ અમારી મનોવાંચ્છના છે.

**ગાયત્રી** માતાની ઉપાસના દ્વારા સાધકની બુદ્ધિ સતેજ અને સૂક્ષ્મદર્શી થાય છે. તેનાં અનેક દૃષ્ટાંતમાંથી બે દૃષ્ટાંતજ અત્રે પ્રકટ કરીએ છીએ. નડીઆદ નિવાસી સુપ્રસિદ્ધ વૈદરાજ સુંદરલાલ નાથાભાલ જોશી પ્રથમ એક આના ફીનું ઔષધાલય ચલાવતા હતા પરંતુ સદ્‌ભાગ્યે તેમણે વિધિપૂર્વક હજારો ગાયત્રી મંત્ર દ્વારા પુરશ્ચરણો કર્યાં તેનું પરિણામ એ આવ્યું કે તેમની બુદ્ધિ સતેજ થઇ અને નડીઆદમાં **"મહા ગુજરાત આયુર્વેદિક કોલેજ"** સ્થાપવા સમર્થ થયા. અનેક શ્રીમંતો સાધ્ય-અસાધ્ય વ્યાધીઓમાં તેમની સલાહ અને ઔષધોપચાર સ્વીકારે છે. કોલેજ માટે હજારો રૂપીયા એકત્ર કરી વિદ્યાર્થીઓને વિદ્યાદાન આપી પરોપકાર કરી રહ્યા છે. એ ઉપરાંત નડીઆદના સુપ્રસિદ્ધ જ્યોતિષશાસ્ત્રી દૈવજ્ઞભૂષણ શ્રીયુત ગૌરીશંકર કૃષ્ણારામ વ્યાસ પણ બાલ્યાવસ્થાથી ગાયત્રી પુરશ્ચરણો કરતા હોવાથી જ્યોતિષનો અભ્યાસ કર્યા પછી તેઓશ્રી અનેક શ્રીમંત અને સાધારણ જનસમાજને સંપૂર્ણ સંતોષ આપી રહ્યા છે. જ્યોતીશાસ્ત્રમાં તેમની સૂક્ષ્મદૈવી શક્તિને પ્રતાપે તેઓ આજે સર્વત્ર પ્રશંસાપાત્ર થયા છે. એ **સર્વ ગાયત્રી માતાની ઉપાસનાનો જ પ્રતાપ છે.**

આ પુસ્તકની એક હજાર પ્રત ગાયત્રી ઉપાસના કરવા ઇચ્છતા બ્રાહ્મણોમાં વિના મૂલ્યે વહેંચવાની સદ્દઇચ્છાથી તેનો ખર્ચ વડોદરા નિવાસી ગં. સ્વ. પૂજ્ય જડાવબહેન ગૌરીશંકર દવેએ આપ્યો છે અને એ દ્વારા મ્હારા જ્ઞાનયજ્ઞમાં યથાશક્તિ સહાયના કરી છે. એ બ્હેને પોતાનાં સ્વર્ગસ્થ ગં. સ્વ. દિવાળીબાના આત્મ કલ્યાણાર્થે જ્ઞાનામૃત ભોજન આપી અક્ષય પુણ્ય પ્રાપ્તિ કરી છે. પુજ્ય દિવાળી બા સંબંધી અન્યત્ર પરિચય આપ્યો છે. તે ઉપરથી જણાશે કે: ગમે તેવા વિકટ પ્રસંગે ધૈર્ય રાખી પતિની સેવા અને બાળકોનું પાલન પોષણ કરી ભગવાનનું ભજન કરવાથી નિરાધાર સ્ત્રીઓ પણ સંસાર સાગર કેવી રીતે તરી જાય છે તે વાંચકોના લક્ષમાં આવશે. અમે ગં. સ્વ. પૂજ્ય જડાવબહેનનો ઉપકાર માનીએ છીએ અને ભવિષ્યમાં જ્ઞાનદાન કરતાં રહે એવી પ્રભુ પ્રાર્થના કરીએ છીએ.

આ પુસ્તકમાં પ્રગટ કરેલાં ચિત્રો ઉગતા યુવક ભાઇ શ્રી કાંતિલાલ સોની આર્ટિસ્ટે સત્વર બનાવી આપ્યાં છે તેમજ આ પુસ્તકનું રંગીન કવર પેજ અત્રેના સુપ્રસિદ્ધ ક્રિના પ્રિન્ટરીના માલિક ભાઈશ્રી ગોવિંદલાલ મોહનલાલ જાનીએ ઉત્સાહ અને કાળજીપૂર્વક સુંદર રીતે બનાવી આપ્યું છે. અમદાવાદમાં એક, બે અને ત્રણ રંગમાં બ્લોક ( છબીઓ ) સુંદર કળામય છાપવાનું કામ સંતોષકારક રીતે કરી આપીને ભાઇશ્રી ગોવિંદલાલે અનેક ગ્રાહકોને સંતોષ આપ્યો છે, એજ તેમની ઉન્નતિ સૂચવે છે. જ્ઞાનયજ્ઞમાં સહાયતા કરવા માટે એ ભાઈને ધન્યવાદ આપું છું એ પ્રમાણે જ "નવપ્રભાત" પ્રેસના માલિક ભાઇશ્રી મણિલાલે આ પુસ્તક છાપવાની કાળજી રાખી છે તે ભાઈનો પણ ઉપકાર માનું છું, આ પુસ્તક લખવામાં "ગાયત્રી પુરશ્ચરણ" તથા ઉજ્જૈન નિવાસી સ્વર્ગસ્થ બ્રહ્મર્ષિ પં. શિવદત્તજી શર્મા કૃત "ગાયત્રી મહિમા." પૂજ્ય શ્રી પં. દુર્ગાશંકરજી નાગર સમ્પાદિત હિંદી "કલ્પવૃક્ષ" માસિક વગેરે પુસ્તકોની સહાયતા લીધી છે તે સર્વનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છું.

આ પુસ્તકની એકસો પ્રત ખરીદી બ્રાહ્મણોને ભેટ આપી ગાયત્રી માતાની ઉપાસના કરવાની સગવડ આપવા માટે અમારા પરમ શુભેચ્છક લુણાવાડા નિવાસી પેન્શનર ડોકટર શ્રી સાંકળેશ્વર ભગવાનલાલ પંડ્યાનો ઉપકાર માનુંછું. તેઓ વૃદ્ધવયે પણ હંમેશાં ગાયત્રી મંત્રનો જપ કરતા રહ્યા છે અને મ્હારા આ યજ્ઞની શરૂઆતથી જ પ્રાર્થના કલ્પદ્રુમ અને શ્રી શંકરાચાર્ય ચરિત્ર પુસ્તિકામાં યથાશક્તિ સહાયતા આપતા રહ્યા છે માટે તેમનો ઉપકાર માનું છું. પરમાત્મા તેમને વિશેષ જ્ઞાનયજ્ઞ કરવા માટે આયુષ્ય અને બળ આપે એજ પ્રભૂ પ્રાર્થના છે. "**જ્ઞાનયજ્ઞ ગ્રંથમાળા**" શરૂ કરવાની આગ્રહ ભરેલી પ્રેરણા કરનાર મારા સન્મિત્ર ભાઈશ્રી મફતલાલ ચુનીલાલનો ઉપકાર માનવાનું હું ભૂલી શકતો નથી. તેમની જ પ્રેરણાના સુંદર ફળનો રસાસ્વાદ વાંચકો લઈ રહ્યા છે. પ્રભુ એમને એવાં સતકાર્ય કરવા–કરાવવા વિશેષ બળબુદ્ધિ અર્પે એ પ્રભુ પ્રાર્થના છે.

આવાં અનેક અધ્યાત્મ જ્ઞાનનાં પુસ્તકો લખી પ્રકટ કરી શકાય એમ છે પરંતુ એ મહદ્ કાર્યમાં ઉદાર શ્રીમંત સજ્જનોની સહાયતાની આવશ્યકતા છે. જો કોઈ સજ્જન ગૃહસ્થની ઇચ્છા હશે તો અમે તેમને નિઃસ્વાર્થ ભાવે બનતી સહાય કરીશું. આ પુસ્તક જે જે ગૃહસ્થોના વાંચવામાં આવે તેમણે બીજા દશ વિશ બંધુઓને વંચાવવા કૃપા કરવી જેથી તેમને પણ આત્મકલ્યાણનો માર્ગ સાંપડે.

"**ગાયત્રી ઉપાસના**" પુસ્તકના વાંચકોને અમારી વિનંતિ છે કે તેઓ થોડો થોડો સમય પણ ગાયત્રી મંત્રનો જપ કરશે તો તેમનાં સર્વ કષ્ટો દૂર થશે અને અવશ્ય તેમનું કલ્યાણ થશે. એ સદ્દઇચ્છાપૂર્વકઃ **हरिः ॐतत्सत्** ॥

અમદાવાદ
તા. ૪–૮–૧૯૪૫ } ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા

# અનુક્રમણિકા

# આત્મ કલ્યાણનાં પાંચ અમૂલ્ય રત્નો

**અગાઉથી ગ્રાહક થનારને સસ્તે મૂલ્યે મળશે.**

ઋષિ મુનિઓએ કહ્યું છે કેઃ કલિયુગમાં કેવળ જ્ઞાનથી મુક્તિ નથી પણ મંત્ર જપથીજ મુક્તિ છે. મંત્ર જપથી મન, વાણી શુદ્ધ થાય છે. વિધિ પુર્વક મંત્ર જપ થતાંજ મંત્ર ચૈતન્ય થઈ ઇષ્ટદેવનાં દર્શન અને આત્માનો સાક્ષાત્કાર કરાવે છે.

૧ **ગાયત્રી ઉપાસના**—સચિત્ર-વેદમાતા ગાયત્રીનો વિધિપૂર્વક જપ અને વનસ્પતિઓના હોમ કરવાના પ્રયોગો દર્શાવ્યા છે. પુસ્તક તૈયાર છે. **મૂલ્ય રૂ. બે. પાછળથી રૂ. અઢી.** પો. વી. પી. ખર્ચ જૂદું.

૨ **ૐકાર જપ વિધિ**—વિધિપૂર્વક ફક્ત ૐનો જપ કરવાથી અનેક ચમત્કારિક સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકાય છે. **અગાઉથી મૂલ્ય રૂ. ૧–૮–૦ પાછળથી રૂ. ૨–૦–૦** પોસ્ટેજ જુદું.

૩ **સોઽહં જપવિધિ**—માત્ર સોઽહંનો વિધિપૂર્વક જપ કરવાથી સિદ્ધ મહાપુરૂષ થઇ શકાય છે. આત્મ સાક્ષાત્કાર થાય છે. **અગાઉથી મૂલ્ય રૂ. ૧–૮–૦ પાછળથી રૂ. ૨–૦–૦** પોસ્ટેજ જુદું.

૪ **ધ્યાન કરવાની વિધિ**—ચિત્તને એકાગ્ર કરવાનો સરળ પ્રયોગ અને આત્માનો સાક્ષાત્કાર કરી, શારીરિક અને માનસિક વ્યાધિ દૂર કરી શકાય છે. **અગાઉથી મૂલ્ય ૧–૮–૦ પાછળથી રૂ. બે** પોસ્ટેજ જુદું.

૫ **વૃદ્ધોનું સંપૂર્ણ આરોગ્ય**—સચિત્ર. આ પુસ્તકમાં એક ૮૪ વર્ષના બળવાન મહાપુરૂષે વૃદ્ધાવસ્થા પર્યંત કેવી રીતે શરીર નિરોગી રાખવું તેની ક્રિયાઓ દર્શાવી છે. તેમજ સરલ વનસ્પતિ ઔષધો પ્રગટ કર્યાં છે. **અગાઉથી મૂલ્ય રૂ. બે. પાછળથી રૂ. ૨–૮–૦** સર્વ પુસ્તકોનું પોસ્ટેજ જુદું.

પત્રવ્યવહારઃ—

**ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.**

ઠે. દાણાપીઠ, નવોવાસ, વચલીપોળ, **અમદાવાદ.**





# गायत्री उपासना

## પ્રથમ અધ્યાય.

### ગાયત્રી મંત્ર-જપની મહત્તા.

પ્રાચીન ઋષિ મુનિયો અને અર્વાચીન સંત મહન્તોએ ગાયત્રી મંત્ર-જપની મહત્તા સર્વથી અધિક દર્શાવી છે તેનું કારણ શું હશે? એ પ્રશ્ન પ્રત્યેક મનુષ્યના મનમાં ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. સૌથી પ્રથમ એ મંત્રની એક વિશેષ મહત્તા એ છે કે: એ મંત્ર બુદ્ધિને શુદ્ધ કરે છે. શુદ્ધ બુદ્ધિ થવાથી જ મનુષ્ય પોતાની ઉન્નતિ કરી શકે છે. પોતાને યોગ્ય હોય એવા કાર્યનો નિશ્ચય કરી શકે છે. એટલું જ

નહિં પણ નિત્ય નૈમિત્તિક કાર્યોથી તે મોક્ષ પર્યંતની પ્રાપ્તિને પાત્ર કરાવનાર બુદ્ધિ જ છે. બુદ્ધિ એ જ મનુષ્યનું મૌલિક કારણ છે. બુદ્ધિમાં ભ્રમ ઉત્પન્ન થવાથી જ મનુષ્યનો નાશ થાય છે. "**बुद्धि नाशात्प्रणश्यति।**" (ગીતા) એ કારણથી જ મનુષ્યજીવનમાં સર્વેએ બુદ્ધિની જ પ્રધાનતા સ્વીકારી છે, એથી જ શુદ્ધ બુદ્ધિ અર્પનાર ગાયત્રી મંત્રનો સંસારમાં વિશેષ આદર છે.

એ મંત્રની મહત્તાને માટે દ્વિતીય કારણ એ છે કે: એક વખત અનાવૃષ્ટિ થઈ અને દેશની સ્થીતિ એવી થઇ ગઈ કે: માતાપિતા પોતાનાં બાળકોને ભક્ષણ કરવા લાગ્યાં. એ વિકટ સમયે વિદ્વાન બ્રાહ્મણ મંડળે એકત્રિત થઇને વિચાર કર્યો કે: હવે શું કરવું! અનેક મનુષ્યોએ ગૌતમના આશ્રમની પ્રશંસા કરી અને કહ્યું કે: "પૃથ્વી ઉપર જો કોઇ યોગ્ય સ્થાન હોય કે જેમાં દુષ્કાળ વ્યાપ્યો ન હોય તો તે મહાત્મા ગૌતમનો જ આશ્રમ છે. ગૌતમને ગાયત્રી દેવી સિદ્ધ છે, તેથી એમના આશ્રમ ઉપર દુષ્કાળ આદિ ભયંકર સમયનો પ્રકોપ થતો નથી. ત્યાં જવાથી જ આપણે સુરક્ષિત રહી શકીશું." એવો વિચાર કરી સર્વ બ્રાહ્મણોએ ગૌતમ આશ્રમ તરફ પ્રયાણ કર્યું. તેમણે ગૌતમ આશ્રમની ચારે દિશામાં તૃણ, ધન, ધાન્ય, ફલ અને પુષ્પોથી ભરપૂર ભૂમિ જોઈ, ચારે દિશામાં નદી, તળાવ અને અન્ય સુંદર જળાશયો દીઠાં. વિશેષ શું કહેવું? ઇન્દ્રવનનો પણ પરાજય કરે એવા વનને જોઇ સર્વ બ્રાહ્મણો મુગ્ધ થઈ ગયા, અને પોતાને સુરક્ષિત સમજી હર્ષથી વિહ્વળ થઇ ગયા. તેમજ ગૌતમના તપની પ્રશંસા કરતા તેમનાં દર્શનાર્થે આશ્રમમાં ગયા. મહર્ષિ ગૌતમે પણ સર્વ અતિથિ બ્રાહ્મણોનો આતિથ્યસત્કાર કર્યો અને આગમનનું કારણ પૂછ્યું. બ્રાહ્મણોએ અનાવૃષ્ટિ સંબંધી સમાચાર નિવેદન કર્યા અને કહ્યું કે: "મહારાજ! આજે કેટલાંયે વર્ષથી જળવૃષ્ટિ નહિં થવાથી પૃથ્વી, ધન, ધાન્ય, તૃણાદિથી અને જળાશય જળ આદિથી શૂન્ય થઈ ગઈ છે. એ કારણથી પશુ, પક્ષી અને

મનુષ્ય સર્વે મૃત્યુના મુખમાં ચાલ્યાં જાય છે. ભક્ષ્યાભક્ષ્યનો ધર્મ-લોપ થઈ ગયો છે. સર્વત્ર ત્રાહ ત્રાહ વર્તાઈ રહ્યો છે. "**बुभुक्षितः किन्नरोति पापम् ।**" એ વચન અનુસાર વન્ય અને ગ્રામ્ય જીવ જન્તુઓનો આહાર કરીને મનુષ્યોએ કેટલોક સમય નિર્વાહ ચલાવ્યો પરંતુ હવે તો વૃક્ષો ઉપર છાલ અને પાંદડાં નથી તેમજ કંદમૂળ નથી તેમજ વન્ય અને ગ્રામ્ય પશુ પણ નથી. હવે તો મનુષ્યે મનુષ્યનું ભોજન કરવું એ જ શેષ રહ્યું છે. તેથી અમે આપની શરણમાં આપના આ દિવ્ય આશ્રમમાં કેટલોક સમય નિર્ગમન કરવાની ઈચ્છાથી આવ્યા છીએ. આપ આજ્ઞા આપો તો અમે અત્યારના દુષ્કાળનો સમય આપના સાન્નિધ્યમાં નિવાસ કરીને નિર્ગમન કરીએ."

આ પ્રમાણે બ્રાહ્મણોની કરૂણામયી પ્રાર્થના સાંભળીને શુદ્ધ અંતઃકરણવાળા મહર્ષિ ગૌતમે તેમને પોતાના આશ્રમમાં સુખ શાંતિ-પૂર્વક નિવાસ કરવાની સમ્મતિ દર્શાવી અને કહ્યું કે: "હે દ્વિજ કુળ ભૂષણ બ્રહ્મદેવો! આ તો આપનો જ આશ્રમ છે. હું તો આપ સર્વનો દાસ છું. આપના જેવા તપસ્વીઓના દર્શનથી પાપ નષ્ટ થઇ જાય છે. આપના ચર્ણની રજથી મ્હારી પર્ણકૂટીર પવિત્ર કરવા અનાયાસ પધાર્યા છો તેથી હું મ્હને મ્હોટો ભાગ્યશાળી માનું છું. મહારાજ! પવિત્ર બ્રાહ્મણો જેને દ્વાર જાય તેનાં ધનભાગ્ય સમજું છું. આપ સર્વે સુખ પૂર્વક આપનાં અનુષ્ઠાન કરતા રહો અને આપને જે વસ્તુની આવશ્યક્તા હોય તે મ્હને કહો તે સર્વ આપને મળતું રહેશે. આ આશ્રમમાં કોઈ વસ્તુની ખોટ નથી." એમ કહી ગૌતમે સર્વને આશ્રમમાં નિવાસસ્થાન આપ્યું. તેમણે તે જ ક્ષણે ગાયત્રીદેવીનું આવા-હન કર્યું.

ગાયત્રી માતાએ પ્રસન્ન વદને મહાત્મા ગૌતમને દર્શન દીધાં અને અક્ષયપાત્ર અર્પણ કરતાં કહ્યું: "વત્સ ગૌતમ! ત્હને જે વસ્તુની ઇચ્છા થાય તે આ પાત્ર દ્વારા પૂર્ણ થશે." એમ કહી ગાયત્રી દેવી

અદ્રશ્ય થયાં. ઋષિ ગૌતમે અક્ષય પાત્રમાંથી ધન, ધાન્ય, તૃણ આદિ ગૌ, મહિષ્યાદિ પશુ, ભૂષણ, વસન અને યજ્ઞને યોગ્ય એવી સમસ્ત વસ્તુઓ કાઢી બ્રાહ્મણોને વહેંચી આપી તેથી તેઓ યજ્ઞ કરવા લાગ્યા. તેમ થવાથી ગૌતમનો આશ્રમ સ્વર્ગ સમાન સુશોભિત જણાવા લાગ્યો. આશ્રમનું ૧૦૦ યોજન સ્થાન ધન ધાન્યથી પરિપૂર્ણ થઈ ગયું. એ દ્રશ્ય જોઈ ઇન્દ્રે પોતાની સભામાં ગૌતમના ચારિત્રનું વર્ણન કર્યું. એ સાંભળી નારદ ઋષિ ગૌતમનાં દર્શન કરવા તેમના આશ્રમમાં આવ્યા, અને પોતાના આગમનનું કારણ ઋષિને કહી સંભળાવ્યું. તેમણે કહ્યું કે: "મહર્ષિજી! ઇન્દ્ર રાજાએ આપની અદ્ભુત શક્તિનું વર્ણન કર્યું તેથી આપનાં દર્શનની મ્હને ઇચ્છા થઈ."

એ સાંભળી બ્રાહ્મણોને ગૌતમ પ્રત્યે અતિ દ્વેષ ઉત્પન્ન થયો, અને તેમનો યશ નષ્ટ કરવા માટે વિચાર કરવા લાગ્યા. તેમણે એમ પણ જોયું કે: બાર વર્ષનો દુષ્કાળ સમાપ્ત થયો છે અને ચારે દિશામાં જળવૃષ્ટિ થઈ રહી છે. એ સમયે બ્રાહ્મણોએ સત્વર મરણ પામે એવી માયામયી ગાય નિર્માણ કરી અને હોમ સમયે યજ્ઞશાળામાં તેને પ્રવેશ કરાવ્યો. ગાયે હવનને ઉપયોગી કુશ, પત્ર, પુષ્પ સર્વ ભક્ષણ કરવા માંડ્યું. એ જોઇ ગૌતમે હુંકારો દઇને ગાયને તેમ કરવા ના પાડી એટલે ગાય ત્યાં જ ભૂમિ ઉપર પડી મરણ પામી. બસ! બ્રાહ્મણોને એટલું જ બ્હાનું જોઈતું હતું તેથી સર્વેએ હો હા મચાવી કહ્યું કે: મુનિ ગૌતમે ગોહત્યા કરી છે. હોમ હવન સમાપ્ત કર્યા પછી મુનિએ ધ્યાન કરીને ગૌમૃત્યુનું રહસ્ય સમજી લીધું. તેમણે જાણ્યું કે એ સર્વ બ્રાહ્મણોની લીલા છે. તેમને ક્રોધ ઉપજ્યો અને શાપ દેવા તૈયાર થયા. તેમણે બ્રાહ્મણોને કહ્યું કે: "તમે બીજાનો વૈભવ સહન કરી શકતા નથી. તમે કૃતઘ્ન છો તેથી હું તમને શાપ દઉં છું તે ગ્રહણ કરો. એ શાપ આ પ્રમાણે છે:—

૧. વેદમાતા ગાયત્રીના જપ અને ધ્યાનથી તમે વિમુખ થાઓ.

૨. વેદ વિહિત યજ્ઞો અને વેદાધ્યયનથી તમે વિમુખ થાઓ.

૩. શિવભક્તિ, શિવમંત્ર અને શિવશાસ્ત્રથી તમે વિમુખ થાઓ.

૪. મૂલ પ્રકૃતિ ભગવતીનું ધ્યાન અને કથાથી તમે વિમુખ થાઓ.

૫. દેવીના ઉત્સવ જોવામાં અને તેના નામ કીર્તનમાં તમે વિમુખ રહેજો.

૬. દેવીભક્તની પાસે જવામાં અને તેના પૂજન અર્ચનથી તમે વિમુખ રહેજો.

૭. શિવોત્સવ જોવામાં અને શિવભક્ત પૂજનથી તમે વિમુખ રહેજો.

૮. રૂદ્રાક્ષ, બિલ્વપત્ર અને ભસ્મથી વિમુખ રહેજો.

૯. શ્રૌત, સ્માર્ત સદાચારથી અને જ્ઞાનમાર્ગથી વિમુખ રહેજો.

૧૦. અદ્વૈત જ્ઞાન, શાંતિ, દાન્તિ જ્ઞાનથી વિમુખ રહેજો.

૧૧. નિત્યકર્માનુષ્ઠાનથી અને અગ્નિહોત્રથી સદા વિમુખ રહેજો.

૧૨. સ્વાધ્યાય, અધ્યાપન અને પ્રવચનથી સદા વિમુખ રહેજો.

૧૩. ગૌદાન અને પિતૃશ્રાદ્ધથી તમે સર્વ બ્રાહ્મણો સદા વિમુખ રહેજો.

૧૪. કૃષ્ણચાન્દ્રાયણ અને પ્રાયશ્ચિત આદિથી સદા વિમુખ રહેજો.

૧૫. ભગવતીથી ભિન્ન દેવોમાં તમને શ્રદ્ધા થાઓ, શંખ, ચક્રની છાપથી તમે મુક્ત થજો.

૧૬. કાપાલિક મત, બૌદ્ધમત અને પાખંડમાં સદા તમારી બુદ્ધિ રહે.

૧૭. પિતા, માતા, પુત્રી, સ્ત્રી, પુત્ર અને ભાઇને વેચનાર થજો.

૧૮. વેદ, તીર્થ અને ધર્મને સદા વેચનાર થજો.

૧૯. પંચરાત્ર (પંચજ્ઞાન) કામશાસ્ત્ર, કાપાલિક (ભિક્ષા) બુદ્ધ ભિક્ષુમાં શ્રદ્ધા રાખનાર થજો.

૨૦. માતા, ભગિની, કન્યા અને સદા પરસ્ત્રીગામી થજો.

તમે જ નહિં પણ તમારા વંશમાં ઉત્પન્ન થનાર સર્વ સ્ત્રી પુરૂષ મ્હારા શાપથી ઉપરોક્ત ગુણવાળા થજો, અને ગાયત્રીદેવી તમારા ઉપર સર્વદા ક્રોધાયમાન થઈ તમને નરકમાં લઇ જવાનો ઉદ્યોગ કરતી રહે.

× × ×

આ પ્રમાણે મહર્ષિ ગૌતમના શાપથી બ્રાહ્મણો ભ્રષ્ટ થઈ ગયા. ત્યારે બ્રાહ્મણો પુનઃ ગૌતમ સમક્ષ ગયા અને તેમનાં ચરણમાં મસ્તક નમાવી નમ્રતા પૂર્વક પોતાના ઉદ્ધારને માટે પ્રાર્થના કરી. મહર્ષિ ગૌતમે તેમને કહ્યું કેઃ "મ્હારો શાપ નિષ્ફળ થશે નહિં. હમણાં તમે કૃષ્ણાવતાર થતાં સુધી કુમ્ભીપાક નામક નરકમાં રહેશો. ત્યાર પછી કલિયુગમાં અવતાર ગ્રહણ કરીને મ્હેં જે શાપનાં વચનો કહ્યાં છે તે પ્રમાણે તમે જગતમાં નિવાસ કરશો, પરન્તુ જો તમે તમારૂં કલ્યાણ ઇચ્છતા હો તો ગાયત્રી માતાની ઉપાસના, ગાયત્રી માતાનું ધ્યાન અને ગાયત્રીમંત્ર જપ કરતા રહેજો." એટલું કહીને જે થવાનું હતું તે થયું એમ સમજી મુનિ ગૌતમે શાંતિનો આશ્રય લીધો. એજ બ્રાહ્મણો ગૌતમના શાપથી દગ્ધ થઈ પુનઃ પૃથ્વી ઉપર જન્મ્યા. એજ કારણથી ત્રિકાળ સન્ધ્યાથી રહિત અને ગાયત્રી માતામાં ભક્તિ નહિ રાખનાર, વેદ ભક્તિ રહિત પાખંડી બની અગ્નિહોત્ર અને સત્કર્મથી રહિત, સ્વાહા સ્વધાથી રહિત થઈ ગયા છે! એટલું જ નહિં પણ એક બીજા બ્રાહ્મણને જોતાં જ દ્વેષ બુદ્ધિવાળા, ક્રોધી અને ગમે તેનું અન્નદાન ગ્રહણ કરનાર થઇ ગયા છે. સદા તપ્તમુદ્રા ધારણ કરનાર, કપાલી, કૌલિક ધર્મવાળા, બૌદ્ધ, જૈન મતવાળા પંડિત થઈને પણ દુરાચારી

બની રહ્યા છે. તેથી જ તેઓ પરસ્ત્રીગામી અને દુરાચારી થઈને પુનઃ કુમ્ભીપાક નરકમાં પડશે. એમને શિવોપાસના, વિષ્ણુ ઉપાસના અને શક્તિ ઉપાસનાથી લાભ નહિં થાય. તેઓ સદા અધોગતિ પ્રાપ્ત કરેલા, ધર્મ કર્મ ભ્રષ્ટ થતા જ રહેશે, તેથી એવા પતિત અને દુરાચારી બ્રાહ્મણો જો ગાયત્રી જપ કરશે તોજ તેમનો ઉદ્ધાર થશે. માટે જ બ્રાહ્મણોએ ગાયત્રી મંત્રનો જપ કરીને ગાયત્રીમય થઈ જવું જોઈએ. ત્યારે જ તેમનું સર્વ પ્રકારે કલ્યાણ થશે. એ માટે જ ગાયત્રી માતાની ઉપાસના બ્રાહ્મણોને માટે મુખ્ય જીવન–ઉદ્દેશ્ય છે.

ત્રીજું એ કે: વેદમાં વિષ્ણુ ઉપાસના અને શિવોપાસના નિત્ય કરવાનો ઉલ્લેખ નથી. માત્ર ગાયત્રીની નિત્ય ઉપાસના કરવાની આજ્ઞા છે. એ ઉપાસના વિના સદા બ્રાહ્મણોનું અધઃપતન થાય છે. તેમની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે, તેઓ ગમે તે જાતિનાં અન્ન અને દાન ગ્રહણ કરે છે. ગાયત્રી ઉપાસના સિવાય બ્રાહ્મણોને બીજું કાંઈ પણ કર્મ કરવાની ફરજ પાડે એવું વેદમાં એક પણ વાક્ય નથી. કેવળ ગાયત્રી ઉપાસનાથી જ બ્રાહ્મણો મોક્ષ પ્રાપ્ત કરી શકે એમ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે:

कुर्यादन्यन्न वा कुर्यात् इति प्राह मनुःस्वयम् ।
विहायतां तु गायत्रीं विष्णूपास्ति परायणाः ।
शिवोपास्तिरतो विप्रो नरकं याति सर्वथा ॥

(દેવી ભાગવત.)

ગાયત્રી માતાની ઉપાસનાનો ત્યાગ કરીને શિવ વિષ્ણુની ઉપાસના કરવાથી પણ બ્રાહ્મણ નરકમાં પડે છે. એવું દેવી ભાગવતમાં લખ્યું છે. ઉપરોક્ત ત્રણ પ્રમાણ દ્વારા બ્રાહ્મણોને માટે ગાયત્રી મંત્રજપની પ્રધાનતા જણાય છે, અને એજ બ્રાહ્મણોને સર્વ સિદ્ધિઓ અર્પણ કરનાર ઉપાસના છે. બ્રાહ્મણો ગાયત્રી માતાની ઉપાસના કરી પોતાનું અને અન્યનું કલ્યાણ કરે એજ અમારો ઉદ્દેશ્ય છે.

❦

# દ્વિતીય અધ્યાય

## ગાયત્રી માહાત્મ્ય

अष्टादशसु विद्यासु मीमांसाति गरीयसी ।
ततोऽपितर्क शास्त्राणि पुराणं तेभ्य एव च ॥
ततोऽपि धर्मशास्त्राणि तेभ्यो गुर्वी श्रुतिर्द्विज ।
ततोऽप्युप निषच्छ्रेष्ठा गायत्री च ततोऽधिका ॥

( बृ. संध्याभाष्य. )

અર્થાત્: "અઢાર પ્રકારની વિદ્યાઓમાં મીમાંસા શાસ્ત્ર શ્રેષ્ઠ છે. મીમાંસા કરતાં તર્કશાસ્ત્ર, તર્કશાસ્ત્ર કરતાં પુરાણ અને પુરાણ કરતાં ધર્મશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર કરતાં વેદ, વેદ કરતાં ઉપનિષદ અને ઉપનિષદ કરતાં ગાયત્રી શ્રેષ્ઠ છે. તેથી જ ગાયત્રીનું સર્વ શ્રેષ્ઠત્ત્વ પ્રતિપાદિત થાય છે."

गायन्तं त्रायते यस्माद् गायत्री परिकीर्तिता ।

( व्यास. )

અર્થાત્: "જપ કરનારનું રક્ષણ કરે છે તેથી એનું નામ ગાયત્રી પડ્યું છે."

२. गयं प्राणं त्रायते इति गायत्री ।

અર્થાત્: "જે પ્રાણ (જીવન) નું રક્ષણ કરે છે તે ગાયત્રી છે." પ્રાણ શબ્દનો ઉપયોગ બલ, વીર્ય અને પૌરૂષાદિમાં થાય છે, તેથી જ ગાયત્રીમાં સર્વ પ્રકારનું રક્ષણ કરવાનું સામર્થ્ય છે."

૩—સર્વ કામનાઓ પૂર્ણ કરનાર હોવાથી એનું નામ કામધેનું છે. સંસારમાં કામનાઓની અધિક વ્યાપ્તિ છે. લોકો પોત પોતાની કામનાઓ પરિપૂર્ણ કરવા માટે ભિન્ન ભિન્ન ઉપાસનાઓ કરતા જણાય છે. કામના સિદ્ધિ એજ મનુષ્યનું સુખ છે. ગાયત્રી સર્વ કામનાઓ પરિપૂર્ણ કરવા શક્તિવાન છે. એ માટેજ સંસારમાં ગાયત્રીનું સૌથી અધિક માન છે. કહ્યું છે કે:

**बहुना किमिहोक्तेन यथावत् साधु साधिता ।**
**द्विजन्मनामियं विद्या सिद्धि कामदुघामता ॥**

**( शारदायां. )**

અર્થાત્: "ગાયત્રી એ કામદુધા છે. એનાં કેટલાંએ પ્રમાણ અને દંતકથાઓ પ્રચલિત છે. જેટલાં દિવ્ય અસ્ત્રો છે તે સર્વ ગાયત્રી મંત્રના પ્રતાપથી જ બન્યાં છે. (ધનુર્વેદ સંહિતા જુવો.) ગાયત્રી માતાની ઉપાસનાથી જ બ્રહ્મચારી મુકુન્દે રાજ્યપ્રાપ્તિ કરીને અકબર બની ચક્રવર્તિ રાજા બન્યો હતો. ગાયત્રી માતાની ઉપાસનાને લીધે જ વિશ્વામિત્રનાં સર્વ શસ્ત્રો વશિષ્ટદેવે નિષ્ફળ બનાવ્યાં હતાં. એજ ગાયત્રીના પ્રતાપથી વિશ્વામિત્રે નવીન સૃષ્ટિ રચી હતી. એજ ગાયત્રીના બળ વડે માધ્વાચાર્યે સુવર્ણની મહોરોની દૃષ્ટિ કરી હતી. સ્વામી વિરજાનંદે ગાયત્રી મંત્રના બળ વડે અલૌકિક આત્મબળ અને વિદ્યા પ્રાપ્ત કરી હતી. તેથીજ ગાયત્રીનું ભારતવર્ષમાં વિશેષ માન છે.

યાજ્ઞવલ્ક્યે લખ્યું છે કે:

**यथाच मधुपुष्पेभ्यो घृतं दुग्धाद्रसात्पयः ।**
**एवं हि सर्व वेदानां गायत्री सार मुच्यते ॥**

ગાયત્રી ત્રણે વેદોનો સાર છે. એની પૂર્તિ કરતાં મનુ ભગવાને કહ્યું છે કે:

**त्रिभ्य पवतु वेदेभ्यः पादं पादय दुदुहत् ।**

"ગાયત્રી ત્રિપદા કહેવાય છે. એનો એક એક પાદ એક એક વેદમાંથી ગ્રહણ કરવામાં આવ્યો છે."

એટલું કહ્યા પછી પણ યાજ્ઞવલ્કયે કહ્યું છે કે:

**गायत्री वेद जननी गायत्री पाप नाशिनी ।**
**गायत्र्यास्तु परं नास्ति दिवि चेह च पावनम् ॥**

"ગાયત્રી વેદ માતા છે. સર્વ પાપનો નાશ કરનાર છે. આ લોક અને પર લોકમાં ગાયત્રીથી વિશેષ કાંઇ નથી."

ગાયત્રીના વિષયમાં વ્યાસ મહારાજે મહાભારતના ભીષ્મ પર્વના ૧૪ મા અધ્યાયના ૧૬ મા શ્લોકમાં લખ્યું છે કે:

**य एतां वेद गायत्रीं पुण्या सर्वं गुणान्विताम् ।**
**तत्वेन भरतश्रेष्ठ सलोके न प्रणश्यति ॥**

અર્થાત્: "જેઓ એ પ્રકારે સર્વ ગુણમયી ગાયત્રીને સમજીને પૂજન આદિ કરે છે. તે આ લોકમાં નષ્ટ નથી થતા અર્થાત્ તેને કોઈ પણ કષ્ટ થતું નથી."

ગાયત્રીનો ચમત્કાર જોઈને મનુજી લખે છે કે:

**ओंकार पूर्विका तिस्रो महाव्याहृतयोऽव्यया ।**
**त्रिपदां चैव सावित्रीं विज्ञेयं ब्राह्मणो मुखं ॥**
**योऽधीतेऽहन्यहन्येतां त्रीणिवर्षाण्यतंद्रितः ।**
**स ब्रह्म परमभ्येति वायुभूतः स्वमूर्त्तिमान् ॥**

**(मनु. २-८१-८२)**

"ઓંકાર પૂર્વક ત્રણ મહા વ્યાહૃતિ યુક્ત ગાયત્રીનું બ્રહ્મ મુખ

જાણીને (જે મનુષ્ય) ત્રણ વર્ષ પર્યંત પ્રતિદિન જપ કરે છે. તે યથેચ્છ ગામી થઈને આકાશમૂર્તિ ધારણ કરીને બ્રહ્મમાં બ્રહ્મ રૂપ થઈ જાય છે."

**सहस्त्र कृत्वस्त्वभ्यस्य बहिरेतत्त्रिकं द्विजः।**
**महतोऽप्येनसो मासात्तत्चेवाहि विमुच्यते ॥**

અર્થાત્: "એક એક હજાર એક માસ પર્યંત (ગાયત્રી) જપ કરવાથી મ્હોટામાં મ્હોટાં પાપથી મનુષ્ય મુક્ત થાય છે. પાપથી જ દુઃખ થાય છે. પાપનો નાશ થયા પછી સુખ, સુખ અને સુખ જ પ્રાપ્ત થાય છે. જ્યારે પાપથી દુઃખ થાય છે ત્યારે દુઃખદાયક રોગો પણ પાપથી જ ઉત્પન્ન થાય છે એમ માનવામાં કાંઈ સંશય નથી. તેથી જ આરોગ્ય અને સુખ આપનાર ગાયત્રી એજ મૂખ્ય છે." વળી મનુ મહારાજે સૂક્ષ્મ રીતે ગાયત્રીનો જપ કરવાનું વિધાન પણ દર્શાવ્યું છે.

**प्राक्कूलान्पर्युपासी नाः पवित्रेश्चैव पावितः।**
**प्राणायामै स्त्रिभिः पूतस्तत ओंकार मर्हति ॥**

અર્થાત્: "કુશના આસન ઉપર પૂર્વાભિમુખ બેસી હાથમાં (કુશની) પવિત્રી પહેરી ત્રણ વખત પ્રાણાયામ કરીને ઓંકાર સહિત ગાયત્રી જપ કરવો. જે મનુષ્ય પ્રત્યેક સંધ્યા સમયે ગાયત્રી જપ કરે છે તેને વેદપાઠનું ફળ પ્રાપ્ત થાય છે. (જૂવો મનુસ્મૃતિ અ. ૧૨ શ્લોક ૭૫ થી ૭૯.)

ગાયત્રી જેવા મહામંત્રનું આવું વિધાન દર્શાવનાર કોઈ પણ પુસ્તક જોવામાં આવ્યું નથી. કેટલાંક પુસ્તકો જોવામાં આવ્યાં તેમાં વાકયાડંબર સિવાય વિશેષ તત્ત્વ જોવામાં આવ્યું નથી. કેટલાંક પુસ્તકો જોઈ અધ્યયન કર્યા પછી એ મંત્ર સંબંધી મુખ્ય વિધાન દર્શાવનાર કેટલાક ગ્રંથ અને લેખ વાંચવામાં આવ્યા, એના આધારથી સર્વ સાધારણ જન સમાજને ઉપયોગી વિષયોનો સંગ્રહ કરીને ગ્રન્થના રૂપમાં પ્રકટ

કરવામાં આવે છે. એ પ્રમાણે અનુષ્ઠાન કરવાથી બ્રાહ્મણ જાતિ ગૌતમ મુનિના શાપથી મુક્ત થઈને પુનઃ પોતાના તેજની ચમત્કૃતિથી દેશને પોતાનું બ્રહ્મતેજ દર્શાવીને બ્રાહ્મણ એ શું છે તે દર્શાવી આપશે તો તેમાં શાસ્ત્રનું મહત્ત્વ અને સર્વનું કલ્યાણ સમજાશે, એટલુંજ નહિ પણ શાસ્ત્ર મર્યાદાનું રક્ષણ કરવામાં તેઓ કેવા સમર્થ હતા અને હજી પણ છે એ જણાઈ આવશે.

ગાયત્રી માતાની ઉપાસના કરવાનો કેવો પ્રભાવ છે તે વાંચો:—

**गायत्री रहितो विप्र शूद्रादप्य शुचिर्भवेत् ।**
**गायत्री ब्रह्म तत्वज्ञः सम्पूज्यस्तु द्विजोत्तमः ॥**
**स्तुता मयावरदा वेद माता प्रचोदयन्तां पावमानी द्विजानाम् ।**
**आयुः प्राणां प्रजां पशुं कोर्त्ति द्रविणं ब्रह्मवर्चसम् ॥**
**मह्यंदत्वाम्ब्रजत ब्रह्म लोकम् ॥**



# તૃતીય અધ્યાય

## ગાયત્રી મંત્રનો અદ્દ્ભૂત પ્રભાવ ×

**ગાયત્રી** મંત્રનો અદ્ભૂત પ્રભાવ અને આશ્ચર્યકારક ચમત્કાર એ તો આપણા પ્રાચીન અર્વાચીન ઋષિ, મુનિ અને સાધુ સંતોના નિત્યનો વિષય છે. થિયોસોફિકલ સોસાયટીના મુખ્ય મથક (મદ્રાસ જીલ્લાના) અડિઆર નામક સ્થાનમાં ગાયત્રી ઉપાસક અને આત્મસાક્ષાત્કાર પ્રાપ્ત શ્રી કૃષ્ણમૂર્તિનું નામ સર્વત્ર સુવિખ્યાત છે. તેમને પોતાને ગાયત્રી ઉપાસનાથી જે અનુભવ થયો છે તે અત્રે પ્રકટ કરવામાં આવે છે.

× × ખાસ ગાયત્રી મંત્રના પ્રયોગો કરીને તેનું અવલોકન કરવામાં આવ્યું છે, અને પરિણામ અદ્ભુત આવ્યું છે. એ મંત્રનો ઉપયોગ સ્વાર્થે નહિં પણ પરાર્થે કરવાનો છે. તેમણે (શ્રી કૃષ્ણમૂર્તિએ) અનુભવ્યું છે કે : **દેવો પણ મંત્રોચ્ચાર થતો હોય ત્યાં સહાય આપે છે.**

---

× અમારા મિત્ર ભાઈશ્રી મોક્ષાકર તરફથી પ્રકટ થયેલી પુસ્તિકા "ભારતીય વિશ્વપૂજા વિધાન"માં જે દર્શાવ્યું છે તે જ વાંચકબંધુઓની જાણ માટે અત્રે પ્રકટ કરવામાં આવ્યું છે." **ડા. રા. મહેતા.**

ગાયત્રી એ ભગવાન સૂર્યનારાયણનું આવાહન છે, અને ગાયત્રીનો મંત્રોચ્ચાર થતાં જપ કરનાર ઉપર પ્રકાશનો મ્હોટો ઝબકારો સ્થૂળ સૂર્યમાંથી ઉતરી આવે છે. પ્રાર્થના સમયે સૂર્ય ઉદય પામતો હોય કે મધ્યાહ્નનો હોય, અસ્ત પામતો હોય કે મધ્ય રાત્રિનો હોય, તો પણ જે દિશામાં સૂર્ય હોય તે દિશામાંથી એ ઝબકારો આવે છે. રાત્રિએ તો એ ઝબકારો પૃથ્વીને ભેદીને આવે છે. ઝબકારો શ્વેત વર્ણનો પણ સ્હેજ સુવર્ણમય હોય છે અને જ્યારે તે વડે જપ કરનારનું હૃદય પૂર્ણ થાય છે ત્યારે તેમાંથી મેઘ ધનુષ્યના સાત વર્ણમાં તે બહાર નીકળે છે અને જપ કરનારની સામે જે કોઇ હોય તેના તરફ તેની શુભ અસર થાય છે. આ અસર જપ કરનારના હૃદયકેન્દ્રમાંથી માત્ર બહાર જતી નથી પણ તેની પ્રભા (ઑરા) માંથી અર્ધ ચંદ્રાકારે બહાર જાય છે. પ્રત્યેક કિરણ ત્રિકોણાકારનું અને જીવંત હોય છે. તે કિરણની સ્હામે કોઇ મનુષ્ય બેઠો હોય કે આવતો હોય તો તેના મસ્તક અને હૃદયને તે સ્પર્શ કરે છે અને તે અંગોનાં બેઉ ચક્રોને સ્વલ્પ સમયને માટે જાગ્રત કરે છે. પ્રત્યેક કિરણ એક નહિં પણ અનેક મનુષ્યો પર અસર કરે છે, અને એવાં કિરણો સાત હોવાથી અસંખ્ય મનુષ્યો પર તેની અસર પહોંચી શકે છે.

જો સામાન્ય મનુષ્યની પ્રભા તેના સ્થૂળ શરીરની બહાર ૧૮ ઈંચ સુધી પ્રસરતી હોય, તો તેની પ્રભા દ્વારા જે કિરણો નીકળે તેનો અર્ધો ભાગ—નીચેનો ભાગ નવ ફીટ લાંબો અને પાંચ ફીટ પહોળો હોય છે. જો મનુષ્ય વધારે વિકાસ પામેલો હોય અને તેની પ્રભા સ્થૂલ શરીરની દરેક બાજુએ ૫૦ વાર સુધી પ્રસરતી હોય તો તે અર્ધો ભાગ વર્તુલ રૂપ બને છે એટલે કે તે મનુષ્યની ચારે તરફ ઘણા લાંબા વિસ્તાર સુધી તે શુભ અસર પહોંચે છે.

આવી મનુષ્યની પ્રભા તેની વાસના તથા માનસિક પ્રકૃતિની બનેલી હોય છે, અને તેના દેહમાં ઓતપ્રોત રહેલી હોય છે. એ પ્રભા

મસ્તકથી જેટલે ઉંચે સુધી જતી હોય છે તેટલી તેના પગથી નીચે પૃથ્વી ભેદીને પ્રસરતી હોય છે. ગાયત્રી મંત્રનો જપ કરનારની પ્રભા જેટલી વધુ વિસ્તૃત હોય તેટલી તે વધુ અસરકારક બને અને જો એક મોટો સમુદાય ગાયત્રી મંત્રનો ઉચ્ચાર કરે તો ઘણો મોટો ઝબકારો પ્રકટ થાય. મંત્રોચ્ચાર કરનાર સર્વને એક રૂપ બનાવી દે અને તેઓ સર્વમાંથી જે સાત કિરણો નીકળે તેની અસર કેટલા મોટા વિસ્તારમાં ફેલાય એ સમજી શકાય તેમ છે. આ મંત્રની અસર તપાસવા માટે પ્રયોગો કરવામાં આવ્યા છે, અને તેની અસરથી બની શકે તેટલી તપાસ કરવામાં આવી છે. એમ શ્રી લેડબિટરે ઑસ્ટ્રેલિયામાં પોતાના એક ભાષણમાં જાહેર પણ કર્યું હતું.×

× × × ભારતીય વિશ્વ પૂજાવિધાનમાં અનેક પ્રાર્થનાઓ અને મંત્રો છે. ઉપર જે ગાયત્રી મંત્રની પ્રાભાવિકતાની વાત કરી તેવી જ પ્રાભાવિકતા ઇતર મંત્રોમાં પણ રહેલી છે. પ્રત્યેક મંત્રની પાછળ દૈવિ શકિત રહેલી હોય છે.+ એ શકિતથી આકૃષ્ટ થયેલા દેવો પોતાનો પ્રભાવ ઉપાસકને અર્પણ કરી તેને શકિતમાન બનાવે છે. બીજી રીતે કહીએ તો ઉપાસકની પવિત્રતાના પ્રમાણમાં જ મંત્ર દ્વારા તે શકિત પ્રાપ્ત કરી શકાય છે.

---

+ લેડબિટર સાહેબે તો ગાયત્રી મંત્રના પ્રભાવ સંબંધી હમણાં જાહેર કર્યું છે પણ આપણા પ્રાચીન અર્વાચીન ઋષિ મુનિઓ અને સંત મહાત્માઓએ તો ઘણાં વર્ષ પૂર્વે એ વિષય પર મ્હોટા મ્હોટા ગ્રન્થો લખ્યા છે તે સર્વના જાણવામાં છે. ડા. રા. મહેતા

× તંત્રશાસ્ત્રમાં પંચદેવના બીજમંત્રો પ્રકટ થયા છે અને તેની ઉપાસનાવિધિ પણ બતાવવામાં આવી છે. આ લેખકે તેમાંના કેટલાક મંત્રોનો ઉપયોગ કરવાની વિધિ જે જે સજ્જનોને બતાવેલી તેમની મનકામના પૂર્ણ થઈ છે. આ અનુભવસિદ્ધ વાત છે. પ્રત્યેક મંત્રોના દેવતા ઉપાસકની મનવાંચ્છના પરિપૂર્ણ કરે છે એ સત્ય. ડા. રા. મહેતા

હવે પ્રશ્ન થાય છે કે **મંત્ર એટલે શું?** અમુક નિયમ પ્રમાણે ગોઠવેલા અને અમુક રીતે ઉચ્ચારાતા સ્વરોની એક નિશ્ચિત યોજના એ મંત્ર કહેવાય છે. તે પ્રત્યેક સ્વરમાં ધ્રૂજરી અથવા આંદોલન ઉત્પન્ન કરવાની શક્તિ રહેલી છે, અર્થાત્ મંત્રનું પ્રત્યેક પદ સ્વરના એક આન્દોલન રૂપ છે. મંત્રોમાં જે નિયમ પ્રમાણે સ્વરની રચના કરેલી હોય છે, તે પ્રમાણે ઉચ્ચાર કરવાથી ચોક્કસ પ્રકારના નિયમિત આંદોલનો ઉત્પન્ન થાય છે, અને એ આંદોલનો ધીમે ધીમે આપણા શરીરના જૂદા જૂદા કોષોને જાગ્રત કરે છે, તથા તેને શુદ્ધ બનાવે છે. એ શુદ્ધ બનેલા કોષો વડે એક ઉપાસક મંત્રોચ્ચાર કરીને પોતાના ઇષ્ટ-દેવને પોતાના તરફ આકર્ષવાને સમર્થ બને છે. જેને દેવનું આવાહન કહે છે તે એજ છે. આ પ્રમાણે મંત્રોચ્ચાર એ કરનારની પોતાની ઉપર અસર કરે છે અને તેની પ્રાભાવિકતાને વિસ્તૃત બનાવે છે.

સ્વરોના અમુક પ્રકારનાં આંદોલનો વાતાવરણમાં ઉત્પન્ન કરે છે. અને એવું પ્રત્યેક આંદોલન ચોક્કસ પ્રકારના આકારને પણ ઉત્પન્ન કરે છે. એ આકાર અદૃશ્ય અથવા સૂક્ષ્મ સૃષ્ટિમાં જન્મે છે. એજ રીતે ઘણા સ્વરોનાં ઘણાં આંદોલનો ઘણી આકૃતિઓને ઉપજાવે છે. સ્વર વિદ્યાને લગતાં પાશ્ચાત્ય પુસ્તકોમાં વર્ણવેલા પ્રયોગો પરથી જણાય છે કે: અમુક પ્રકારનાં વાદિંત્રથી ઉત્પન્ન થતા સ્વરોથી ચોક્કસ પ્રકારના ભૂમીતિ જેવા આકારો બારીક રેતીમાં થાય છે; અને નિયમિત આંદોલનો વડે ભૂમીતિના નિયમિત આકારો પણ ઉત્પન્ન કરી શકાય છે.

આ સંબંધે મીસીસ વૉટ્સ હ્યુગ્સ નામની બાઇએ એક સપ્ર-યોગ ભાષણ આપ્યું હતું. આવા પ્રયોગો એ બાઇએ ઘણાં વર્ષો સુધી કર્યા પછી તેનું નિશ્ચિત પરિણામ તેણે જાહેર કર્યું હતું. એ મીસીસ "આઇડોફોન" નામનું એક સાદું વાદિંત્ર વગાડે છે, અને તે વાદિંત્ર એક નળી તથા વળી શકે તેવી ધમણ છે. તેથી તેને માલૂમ પડે છે

વાદિંત્રમાંથી નીકળતા દરેક સ્વરની સાથે તે ધમણુ ઉપર રાખેલી રેતીમાં ફેરફાર થાય છે. ભાષણુના આરંભમાં તેણે તે ધમણુ ઉપર ઝીણી રેતી મૂકી હતી અને વાદિંત્ર વગાડવાથી ઉત્પન્ન થતાં આંદોલનો અથવા ધ્રુજારીઓથી અમુક જગ્યામાંની રેતી નાના આકાર રૂપે ગોઠવાઈ જતી. તે ભાષણુ વખતે જુદા જુદા આકારો થયા હતા તેની નોંધ લેનાર જણાવે છે કે તે વખતે તારાના, સર્પના, ચક્રના અને બીજા આંખને આનંદ આપે તેવા નવા નવા આકારો નજરે પડયા હતા. એક વખત જ્યારે મીસીસ હુગ્સ અમુક સ્વર ગાતી હતી, ત્યારે "ડેઇઝી" નામનું એક ફુલ તે રેતીના આકારમાં દેખાઈને અદ્રષ્ય થઇ ગયું હતું. તે જ ફૂલનો આકાર ફરીથી લાવવાને એક અઠવાડિયા સુધી ગાઇને તેણે મહેનત કરી ત્યારે થયું અને તે વખતે તેણે જાણ્યું કે તે ફૂલ લાવવા માટે અમુક જ રાગ ગાવો જોઈએ. શ્રોતાવર્ગનો આનંદ આથી વધતો ગયો. ત્યાર પછી દરિયાઇ જાનવરોના દેખાવો રેતી પર દ્રષ્ટિગોચર થયા અને પછી વૃક્ષો દેખાવા લાગ્યાં. કેટલાંક વૃક્ષો પરથી ફળ પડતાં હતાં અને કેટલાંક વૃક્ષો ખડકો ઉપર આવેલાં દેખાતાં હતાં, તથા કેટલાંક વૃક્ષો પાછળ દરિયાનો દેખાવ હતો. એ બધો દેખાવ તે જોનારાઓને જાપાનના સૌંદર્ય જેવો લાગ્યો હતો.

આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કેઃ સ્વરો આકારોને ઉત્પન્ન કરે છે, અમુક સ્વર અમુક આકારને જ ઉત્પન્ન કરે છે; જો તમારે કોઈ ખાસ આકાર જોઇતો હોય તો અમુક તાલ પ્રમાણે અમુક સ્વરનો જ ઉચ્ચાર કરવો જોઈએ. અને તે કાર્યને માટે કોઇ પણ બીજો સ્વર અને કોઈ બીજો તાલ સરખો લાગતો સ્વર ઉત્પન્ન કરતો હોય તો પણ તે ઉપયોગી થાય નહિં. આ ઉપરથી સમજી શકાશે કે મંત્રોચ્ચારમાં સંપૂર્ણ શુદ્ધિ જોઈએ અને કોઇ શબ્દ કે સ્વરમાં વિકૃતિ થવી ન જોઈએ.

"ધ્વનિ" ને માટે સંસ્કૃત ભાષામાં "વર્ણ" શબ્દ છે અને

"વર્ણ" નો અર્થ રંગ પણ થાય છે. અદૃશ્ય સૃષ્ટિમાં દરેક શબ્દની સાથે રંગ પણ ઉત્પન્ન થાય છે અને તેથી જુદા જુદા રંગના આકારો ઉત્પન્ન થાય છે. સઘળા રંગોનું જેમાં એકીકરણ થાય છે તેને સંસ્કૃત ભાષામાં "રવિ" (સૂર્ય) કહે છે. "રવ" શબ્દનો અર્થ "ધ્વનિ" પણ થાય છે. મીસીસ હુગ્સના પ્રયોગોની આકૃતિઓ ઉપરથી જ્યાં ચોક્કસ રંગોનું સૂચન થયેલું જણાય છે, તે મંત્ર શાસ્ત્રમાં પણ આ વાત વિસરી જવામાં આવી નથી. જુદા જુદા દેવોના આવાહનમાં જુદા જુદા મંત્રોનો ઉપયોગ કરવામાં આવે છે. જે દેવની પ્રાર્થના કરવા આપણે ઇચ્છતા હોઈએ તે દેવના મંત્રનું પુનઃ પુનઃ ઉચ્ચારણ (મંત્ર જપ) કરવાથી ઉચ્ચ ભૂમિકા ઉપર અર્થાત્ સૂક્ષ્મ માનસિક સૃષ્ટિ ઉપર તે દેવનો આકાર બંધાય છે; અને તે દેવની પવિત્ર તથા શુભ શક્તિઓને આપણી તરફ આકર્ષવાનું તે કેન્દ્ર અથવા મધ્યબિંદુ બને છે; અને તે માટે જ મંત્ર વિના દેવતા છે જ નહિ એવું કથન આર્ય ગ્રંથોમાં કરેલું છે. *

તાત્પર્ય એ છે કે અમુક દેવનો અમુક મંત્ર બરાબર શુદ્ધ રીતે ઉચ્ચારાય છે ત્યારે તે મંત્રથી ઉત્પન્ન થતાં આંદોલનો એક આકાર ઉત્પન્ન કરે છે અને તે આકારમાં દેવ તેટલો વખત આવીને નિવાસ કરે છે તથા ઉપાસકની મનઃકામના પૂરી કરવાને પોતાની શક્તિને તે તરફ મોકલે છે.

પૂજાવિધાન દ્વારા અથવા મંત્રોપાસના દ્વારા કલ્યાણસિદ્ધિ ઇચ્છતા જિજ્ઞાસુમાં ચાર મુખ્ય ગુણો હોવા જોવા જોઈએ. પહેલાં તો તેનામાં પૂરી શ્રદ્ધા હોવી જોઈએ, દેવોની શક્તિમાં સંશયયુક્ત મનવાળો ઉપાસક એવી સિદ્ધિ પ્રાપ્ત કરી શકતો નથી. શ્રદ્ધા પછી સંકલ્પબળ હોવું જોઈએ. પોતાની ઉપાસનાની પાછળ સંકલ્પબળ હોય, ઉપાસના પરિ-

* આર્યશાસ્ત્રમાં મંત્રને આધિન દેવ એમ કહેવામાં આવે છે તે પણ તદ્દન સત્ય છે. હા. રા. મ્હેતા.

પૂર્ણ કરવામાં ચિત્તની દ્રઢતા હોય, તો જ ઉપાસક ઇષ્ટ સિદ્ધિ કરી શકે છે. ત્રીજો ગુણ એકાગ્રતાનો છે. જેનું ચિત્ત ચંચળ હોય તે (મંત્ર) જાપમાં સ્થિરતા અનુભવી શકતો નથી અને ચિત્તની ડગમગતી સ્થિતિમાં કરેલાં સામાન્ય કાર્યો પણ ફળદાયક નીવડતાં નથી, તો પછી સુક્ષ્મ સૃષ્ટિમાં વસતા દેવોને આકર્ષવામાં અને તેમની સહાય પ્રાપ્ત કરવામાં તો કેવી રીતે સફળતા મળી શકે? અને છેલ્લે જોઈએ છે ભક્તિભાવ. ઉપાસ્ય દેવ પ્રતિ સાધકનો ભક્તિભાવ અથવા સ્વાર્પણ વૃત્તિ પણ હોવી જોઈએ. એ ચારે ગુણો જે સાધક કે ઉપાસકમાં હોય છે તેનું જ પૂજાવિધાન કિંવા મંત્રોપાસના સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. બાકી જેઓ મંત્રોને કે જાદુઈ ચમત્કારોનાં સ્થૂળ સાધનોને માનતા હોય તથા ગમે તેવું અપવિત્ર જીવન જીવવા છતાં એકાદ મંત્રોચ્ચાર કરતાં જ દેવો આપણું ઇષ્ટ કાર્ય કરી આપે એવી અપ્રશસ્ત કામના રાખતા હોય તેઓને માટે આ દિવ્ય વસ્તુ કશાય ઉપયોગની નથી."

× × ×

વાંચક સજ્જન બંધુ! ઉપરનું લખાણ વાંચતાં તમારી ખાત્રી થશે કે ગાયત્રી મંત્ર અને અન્ય દેવ-દેવીની મંત્રોપાસનામાં કેવી સિદ્ધિ-કેવા ચમત્કારો સમાયલા છે. આર્યપ્રજાના નેત્રમાં પાશ્ચાત્ય પ્રજાનાં ચશ્માં બરાબર બેસી જવાથી તેવી જ તેની દ્રષ્ટિ થઈ ગઈ છે તેથી આર્ય ઋષિ મુનિઓના ગ્રંથોમાં દેવ-દેવીની ઉપાસના અને તેના મંત્રોની ચમત્કારિક અસર સંબંધી જે કાંઈ આપણા તે મહાત્માઓએ કહ્યું છે તે ભૂલી જઈને અંગ્રેજ, જર્મન, કે અમેરિકન વિદ્વાન કાંઈ કહે છે તેને આપણે ઝટ માની લઈએ છીએ. સેંકડો વર્ષની પરાધિનતા અને પરદેશી શિક્ષણનો જ એ પ્રભાવ છે. હજી પણ આર્ય પ્રજા પોત પોતાના ઇષ્ટ-દેવ દેવીની ઉપાસના કરે અને સર્વ પ્રકારે સુખી થાય એ જ અમારી મનવાંચ્છના છે.

---

# ચતુર્થ અધ્યાય.

## ગાયત્રી ઉપાસક ગુપ્ત યોગેશ્વર—ઉઘ્ધડ જોશી મહારાજ.

**ગાયત્રી** મંત્રનો જપ અને ઉપાસના ઘણા ગૃહસ્થાશ્રમી તેમજ સાધુ સંતોએ કરી છે અને હજી પણ તેમ કરતા જોવામાં આવે છે. અર્વાચીન યુગના યોગીશ્રી મુકુટરામજીનું દ્રષ્ટાન્ત આગળ પ્રગટ થયું છે. તે જ પ્રમાણે ચાંડોદક્ષેત્ર નિવાસી ગુપ્ત યોગેશ્વર શ્રી ઉદ્ધડ જોશી મહારાજ (શ્રી દયાશંકર ગીરજાશંકર જોશી, ચોર્યાશી ભટ મેવાડા બ્રાહ્મણ) એમનું જીવન પણ એવું જ ચમત્કારિક છે. આ લેખકને સન ૧૯૧૩ માં અચાનક મહારાજશ્રીનાં દર્શન સમાગમનો લાભ મળેલો. ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવની ઉપાસના કરનારને કોઇ પણ સિદ્ધ યોગીનાં દર્શન થાય છે, એવું તેમની કથા વાંચ્યા પછી દ્રઢ થયેલું અને તેવી જ પ્રભૂ પ્રાર્થના ચાલતી હતી તે દરમ્યાન તેઓશ્રીનાં દર્શન–સમાગમનો લાભ દશ વર્ષ સુધી થયો હતો. આ લેખકે મુંબઈ નિવાસ દરમ્યાન કેટલાંક યોગ સંબંધી પુસ્તકો વાંચેલાં તેથી તેવા જ કોઇ યોગેશ્વરનાં દર્શનની તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થઈ. તે જ સમયે પૂજ્યપાદ

બ્રહ્મનિષ્ઠ બ્રહ્મરૂપ શ્રી ઉદ્દડ જોશી મહારાજનો સમાગમ થયો. તેમનાં દર્શન અને સમાગમ સમયે જે કાંઈ વાર્તાલાપ થયો તે ઉપરથી જ આ લેખકને સમજાયું કે તેઓશ્રી સિદ્ધ યોગેશ્વર છે. મહારાજશ્રીએ એક દિવસ મ્હને કહેલું કે :

"ભાઇ ! હું તો ન્હાનપણથી જ ગાયત્રીની ઉપાસના કરતો હતો. પ્રાતઃકાલમાં બ્રાહ્મ મુહૂર્તમાં જ એક લોટો અને એક પંચીઉં લઇને નર્મદા પર જઇ સ્નાન કરી છીણીનાં ઉચ્ચ વૃક્ષોની ઘટામાં કોઈ દેખે નહિ તેમ પૂર્વાભિમુખ થઇ એકાગ્ર ચિત્તે ગાયત્રી મંત્રનો જપ કરતો હતો, અને સંધ્યા સમયે ઘેર જઈ એક વખત ભોજન કરી પુનઃ શંકર ભગવાનનું ભજન કરતો હતો. મ્હારી ઇચ્છા મોક્ષ પ્રાપ્ત કરવાની હતી, અને તેવા જ ગુરૂની હું શોધમાં હતો. શ્રી ગાયત્રી માતાની ઉપાસનાને પ્રતાપે એક દિવસ એક મહાત્મા પુરૂષના દર્શનનો લાભ મળ્યો. તેમની બનતી સેવા કરતાં એક દિવસ તેમણે મધ્ય રાત્રિને સમયે મ્હારા ઉપર પ્રસન્ન થઈ મ્હારી નાભિએ હાથ લગાડી હાથ વડેજ ધક્કો માર્યો તેની સાથે જ મ્હારી સુષુમ્ણા નાડી અર્થાત્ કુંડલિની શકિત જાગ્રત થઇ અને તે જ ક્ષણથી મ્હને આત્મસાક્ષાત્કાર થઇ ગયો. સમસ્ત જગત્ હું બ્રહ્મરૂપ જોવા લાગ્યો. સ્થાવર જંગમ સર્વ મ્હને ચેતનરૂપ જણાવા લાગ્યું અને એ જ દિવસથી મ્હને રાત્રિએ સમાધિસ્થીતિ પ્રાપ્ત થવા લાગી. એ જ દિવસથી હું કોઇ પણ માણસને જોતો કે તુરત જ મ્હને તેના સંબંધી ત્રિકાલ જ્ઞાન થતું. તેનું ભૂત, ભવિષ્ય, વર્તમાન હું જાણી શકતો પણ હું તેને વિશેષ કાંઈ કહેતો નહિ. ખાસ જરૂર જેટલા જ પ્રશ્નનો હું ચોક્કસ ઉત્તર દેતો, અને હજી પણ તેમ કરૂં છું. ભાઇ ! હું તો સાક્ષાત્ શંકર અને વિષ્ણુરૂપ છું. મ્હારામાં સર્વ દેવ–દેવીઓનો નિવાસ છે. હું તો **कर्त्तुम अकर्त्तुम अन्यथा कर्त्तुम** રૂપ છું. જે થવાનું હોય અને ન થવાનું હોય તે ફેરવી શકું. છું"

ઉદ્દડ જોશી મહારાજને આ લેખકે ગુરૂદેવ માની તેમની યથાશક્તિ સેવા કરી છે. જેમ જેમ સમાગમ વૃદ્ધિ પામ્યો તેમ તેમ મહા-

રાજશ્રીની પ્રીતિ આ લેખક ઉપર એટલી વૃદ્ધિ પામી કે: યોગશાસ્ત્ર અને મંત્રશાસ્ત્ર સંબંધી ગુપ્ત રહસ્યો સમજાવવા લાગ્યા. ભવિષ્યની અનેક વાતો કહેવા લાગ્યા. આ લેખક જ્યારે જ્યારે તેમના સમાગમમાં આવ્યો છે ત્યારે ત્યારે તેમની યોગ વિભૂતિના અનેક ચમત્કારો જોયા છે. એક દિવસ એક ગૃહસ્થ હાથમાં એક રૂપિયો લઇ મુઠ્ઠી વાળી મહારાજશ્રીને કહેવા લાગ્યો કે:

"મહારાજ! તમે મહાત્મા છો ત્યારે કહો કે: મ્હારી મુઠ્ઠીમાં શું છે?" મહારાજશ્રીએ હાસ્ય કરતાં કહ્યું કે: "ભાઈ હું તો શંકર રૂપ છું. મ્હારી પરીક્ષા કરવી નહિ." છતાં તેણે માન્યું નહિ. તેણે મુઠ્ઠીમાંની વસ્તુ કહી પરીક્ષા કરવાની હઠ પકડી. અન્તે મહારાજશ્રીએ કહ્યું કે: "ત્હારી મુઠ્ઠીમાં જે છે તેવો જ ત્હારી ચામડીનો રંગ થઇ જશે." તે ગૃહસ્થે મુઠ્ઠી ઉઘાડી જોયું તો ત્યાં રૂપિયા જેટલો જ સફેદ કોઢનો ડાઘ પડયો હતો! પછીથી તેણે મહારાજને ઘણા કાલાવાલા કર્યા પણ તે સફેદ ડાઘ રહ્યો તે જ રહ્યો!

મહારાજશ્રીનો એક ભક્ત એક વખત નર્મદા નદીમાં રેલ આવેલી હોવાથી ડૂબી ગયો. મહારાજશ્રીને ખબર મળતાં જ તેઓશ્રી તુરત જ માથે મોઢે ઓઢીને સૂઇ ગયા. ત્રણ કલાકે બેઠા થયા પણ કંઈ બોલ્યા નહિ. એટલામાં ડૂબી ગયેલો માણસ ત્યાં આવી પગે લાગ્યો અને બોલ્યો કે: મહારાજ! ડૂબી જતાં જ હું ઘણે દૂર તણાઈ ગયો પરન્તુ આટલા બધા મહાજળ પાણીમાંથી કોઈ સન્ત મહાત્માએ મ્હને કિનારે લાવી મૂક્યો." મહારાજશ્રી હસવા લાગ્યા. તેના ગયા પછી કહેવા લાગ્યા કે: ભક્તનું રક્ષણ કરવું એ તો અમારૂં જ કામ છે." એક દિવસ એક ભક્તને મહારાજશ્રીએ કહેલું કે: "અમુક દિવસે ત્હારે નર્મદાને કિનારે જવું નહિં." તે ભક્તે પણ નર્મદા કિનારે જવાનું બંધ કર્યું હતું પરન્તુ પ્રારબ્ધવશાત્ તે જ દિવસે તેનો કેટલોક સર-સામાન હોડી મારફતે આવેલો હોવાથી તે ભક્તને નદી કિનારે જવું પડયું. તેણે વિચાર્યું હતું કે: દૂરથી ઉભા રહીને હોડીમાંનો માલ જોવો

છે એમાં શું ડૂબી જવાય છે? ભક્ત નર્મદા કિનારે જઈ એક ભેખડ ઉપર ઉભો રહી હોડીમાંનો માલ જોવા લાગ્યો. થોડી વારમાં જ તે ભેખડ ધસી પડી અને ભક્ત નર્મદાના જળમાં ડૂબી ગયો. પરંતુ તુરત જ ઉધ્ધડ જોશી મહારાજ કાંઇ પણ બોલ્યા વગર માથે મોઢે ઓઢી સુઈ ગયા. એક કલાક પછી માથુ ઉઘાડી બેઠા થયા. તે જ ક્ષણે પેલો ડૂબેલો ભક્ત પલળેલાં લુગડાં સહિત મહારાજશ્રી પાસે આવી પગે લાગ્યો અને બોલ્યો કે: "ભગવન્! આપની આજ્ઞા ઉલ્લંઘન કરી નર્મદા ઉપર ગયો ત્યાં ભેખડ ધસી પડતાં ડૂબી ગયો. પરન્તુ તે જ ક્ષણે મ્હારા મુખમાંથી "ગુરૂદેવ, ગુરૂદેવ" એવો શબ્દોચ્ચાર થઇ ગયો. જળમાં ડૂબકાં ખાતાં ત્રીજી ડૂબકીએ કોઈ સંત મહાપુરૂષે જળમાંથી મ્હારા બે પગ ઝાલી મ્હને કિનારે મૂકી દીધો. ભગવન્! આપની કૃપા હું શી રીતે ભૂલી શકું? આપે જ મ્હને ડૂબતો બચાવ્યો છે." મહારાજશ્રી હસવા લાગ્યા. એ પ્રમાણે જ આ લેખક અને મહારાજશ્રી તેમની એક ભકત બાઈને મળવા ગયા. તે બાઈ મહારાજશ્રીની અનન્ય ભકત હતી. મહારાજશ્રીની ખૂબ સેવા કરતી. અમે તેને મળવા ગયા ત્યારે બાઇને ૧૦૪ ડીગ્રી તાવ ચઢયો હતો. મહારાજશ્રીનાં દર્શન કરી તે બાઇએ કહ્યું: "પ્રભો! તમારી ભસ્મ પ્રસાદી આપો તો મ્હારો તાવ ઉતરી જાય."

મહારાજશ્રીએ કહ્યું: "માતાજી! આજે સોમવાર છે. શુક્રવારે તમને ભસ્મ મળશે." અમે તો સર્વ ત્યાંથી વિદાય થયા. મહારાજશ્રી પણ કાંઈ બોલ્યા નહિ. ભગવાનની અપાર લીલા છે! શુક્રવારે તે બાઇને ભસ્મ મળી અર્થાત્ તેનું મૃત્યુ થતાં બળી ભસ્મ થઇ અને તેને ભસ્મમાં ભસ્મ મળી ગઇ! એક ભકત મિત્રને ત્યાં અમે મળવા ગયા. તેના ઘરની બારી પાસે અમે બધા બેઠા. બારીમાંથી ખૂબ પવન આવતો હતો. મહારાજશ્રીની નજીક ઘીનો દીવો હતો તેને પવન લાગતો હોવાથી વખતે ઓલવાઈ જાય તેથી મ્હેં બારી બંધ કરવાનો વિચાર કરી હાથ લંબાવ્યો એટલે તુરત જ મહારાજશ્રીએ દીવાની આસપાસ આંગળી ફેરવી અને મ્હને બારીનાં બારણાં બંધ કરતો અટ-

કાઢ્યો. મ્હેં જોયું કે હવે દીવાને પવન લાગતો નથી. દીવો સ્થિર રીતે બળવા લાગ્યો. મહા પુરૂષો પંચતત્ત્વને પોતાના સ્વાધિનમાં રાખે છે તેનું પ્રત્યક્ષ દૃષ્ટાંત મ્હેં જોયું. આવાં અનેક ચમત્કારિક દ્રષ્ટાંતો મ્હારા જાણવામાં છે. પરન્તુ અત્રે વિસ્તારથી તે લખવાનું ઉચિત જણાતું નથી. પ્રભૂ ઈચ્છા હશે તો તે સર્વ મહારાજશ્રીના જીવનચરિત્રમાં પ્રકટ થશે.

ઉધ્ધડ જોશી મહારાજ સ્વભાવે નમ્ર, થોડું બોલનાર અને રાત-દિવસ ઈશ્વર ભજન સિવાય અન્ય કોઈ વાત તેમને પસંદ ન હતી. શાસ્ત્રમાં કહ્યું છે કે:

**"अक्रोध वैराग्य जितेन्द्रियत्वं, दया क्षमा शान्ति जन प्रियत्वं। निर्लोभ दाता भय शोक हारी।"** વગેરે.

એ સર્વ ઉચ્ચ ગુણ મહારાજશ્રીમાં જોવામાં આવ્યા છે. તેઓ હમેશાં ગુપ્ત રહેવાનું પસંદ કરતા. ચાંડોદના ઘણા મનુષ્યો તેમની યૌગિક શક્તિથી અપરિચિત હતા. તેઓશ્રી ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવની પેઠે જ કહેતા: કે: "દીવા નીચે અંધારૂં જ હોય છે." તેઓ છબી પડાવતા નહિ. એક ભક્તને વ્યાપારમાં દૈવી આફત આવતાં અફીણ ખાઈ આપઘાત કરવાનો વિચાર થયો. મહારાજશ્રી પાસે આવતાં તેમણે તેને અમુક વિચાર દ્વારા બચાવી પુનઃ સારો વ્યાપારી બનાવી દીધો. મહારાજશ્રીની સેવા એટલે બ્રહ્મભોજન, સાધુસંતની સેવા એ જ હતું, તેમણે પૈસાનો સંગ્રહ કર્યો નહોતો, તેમજ અસત્ય, જૂઠ, પ્રપંચ કે આડંબર તેમનામાં લેશ પણ ન હતા. મુંબઈ નિવાસી સ્વ. શેઠ શ્રી નરોતમ મોરારજીને તેમનાં દર્શન સમાગમ થતાં તેઓ-શ્રીને ભવ્ય મકાન બંધાવી આપવાની ઈચ્છા દર્શાવી ત્યારે તેઓશ્રીએ કહ્યું કે: ભાઈ! આ શરીરરૂપી મકાન નાશ પામવાનું છે ત્યાં વળી બીજા ભવ્ય મકાનની ઈચ્છા શી?

આવો ત્યાગ, વૈરાગ્ય ભાગ્યે જ જોવામાં આવે છે. તેઓશ્રીના મકાને કોઈ પણ સાધુ, સંત કે અતિથિ જતાં તેમને અન્ન, વસ્ત્ર આદિ દાન આપ્યા સિવાય તેઓશ્રી રહેતા નહિ. ધન્ય આવા સત્ પુરૂષોને! એ સર્વ **ગાયત્રીની ઉપાસનાનો પ્રતાપ!**

## ગાયત્રી જપનો વિલક્ષણ ચમત્કાર—મહાત્મા મુકુટરામજી.

ગાયત્રી મંત્રના જપથી મનુષ્ય નરમાંથી કેવો નારાયણ બની જાય છે, સામાન્ય મનુષ્યમાંથી કેવો અલૌકિક ચમત્કારી મહાપુરૂષ બની જાય છે તેનું એક દ્રષ્ટાન્ત આપણા ગુજરાતમાં સુપ્રસિદ્ધ છે. વડોદરા રાજ્યની નજીકમાં મજૂસર નામક એક ગામ છે. તે ગામમાં મહાત્મા શ્રી મુકુટરામજી નામક એક અદ્વિતીય મહાપુરૂષ નિવાસ કરતા હતા. તેઓશ્રીનું જીવનચરિત્ર તેમના ભક્ત શ્રીયુત જગન્નાથ પ્રભાશંકર પંડિતજીએ પ્રકટ કર્યું છે. એ પંડિતજીએ એક વખત મહાત્મા શ્રી મુકુટરામજીને પ્રશ્ન કર્યો કે પ્રાતઃકાલમાં ગાયત્રી જપ કરવાની ઇચ્છા હોવા છતાં પણ મ્હારાથી વહેલું ઉઠાતું નથી એનું કારણ શું? મહાત્માજીએ ઉત્તર દીધો કે:

"પ્રેમની ખામી!"

અહા! કેવો અમૂલ્ય ઉત્તર છે? કામ આદિ વિષયો માટે સમસ્ત સંસારી જનો સમસ્ત રાત્રિ પર્યંત ઉજાગરા કરે છે પરન્તુ જપ કરવા માટે જ કેમ જાગ્રત રહેતા નથી? એનો મહાત્માજીએ જે ઉત્તર દીધો તે કેવલ સત્ય છે કે:

"પ્રેમની ખામી."

મહાત્માજીએ કહ્યું કે: "જ્યારે મ્હારા ઘરનાં સર્વ મનુષ્યો નિદ્રા-વશ થતાં હતાં તે સમયે હું મ્હારા બન્ને પગ ભીંતની ખીંટી સાથે બાંધીને મસ્તક પૃથ્વી ઉપર રાખતો હતો. એ સ્થિતિમાં પ્રાતઃકાલના ચાર વાગ્યા સુધી શિવમંત્રનો જપ કરતો હતો. પુનઃ ચાર વાગે સ્નાન કરીને છ કલાક ગાયત્રી જપ કરતો હતો. એ પ્રમાણે મ્હેં અનેક ગાયત્રી પુરશ્ચરણ કર્યાં છે, ત્યારેજ મ્હને સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થઈ છે.

ઉપરોક્ત મહાત્માજી પાસે હજારો મનુષ્યો મનકામના સિદ્ધ કરવા માટે આવતા હતા. એઓ કોણ છે? ક્યાંથી આવ્યા છે? કેમ આવ્યા છે? શું પૂછવા આવ્યા છે? રસ્તામાં તેમને કેવો કેવો અનુભવ થયો, એમને કાંઈ દુઃખ હોય તો તેનું કારણ શું છે? તે કારણ દૂર થઈ શકશે કે નહિં? દૂર થઈ શકે એમ હોય તો તે કયે પ્રકારે? એમના પ્રારબ્ધમાં શું છે? એમનું ભવિષ્ય કેવું છે? વગેરે સર્વ હકિકત કોઈના કહ્યા વગર જ તેઓ જાણી લેતા. જો કોઇના સગાં સ્નેહીનું મૃત્યુ થયું હોય તો તેની સાથે તેમને વાર્તાલાપ કરાવતા. અમેરિકા, ઈંગ્લેન્ડ, ફ્રાન્સ આદિ દૂર દેશોમાં શું બની રહ્યું છે તે દર્શાવી દેતા. એ સર્વ તેઓ અનાયાસે જાણી શકતા. તેઓશ્રી કહેતા હતા કે: બ્રહ્માણ્ડમાં એવી કોઈ વસ્તુ નથી કે જે ગાયત્રી જપથી જાણી શકાય નહિં બ્રાહ્મ-ણોની પાસે એવું સબળ સાધન હોવા છતાં પણ તેઓ ઘેર ઘેર ભિક્ષા માંગે છે. તેનું કારણ એ જ છે કે તેઓ પોતાનું નિત્યકર્મ, ગાયત્રી મંત્ર જપ કરતા નથી.

જપ સંબંધી મહાત્માશ્રી કહેતા હતા કે, જે મનુષ્ય વૈખરી વાણીથી જપ કરે છે તેની વૈખરી વાણી સિદ્ધ થઇ જાય છે. તે મનુ-ષ્ય જે કાંઈ કહે છે અર્થાત્ જે કાંઈ આશીર્વાદ આપે છે તે સિદ્ધ થઈ જાય છે, અને જે મનુષ્ય માનસિક જપ કરે છે તેના મનમાં જે

જે કામ સંબંધી વિચાર થાય છે તે સર્વ મનઃકામના સિદ્ધ અર્થાત્ પરિપૂર્ણ થાય છે. તે મનુષ્યને સંકલ્પસિદ્ધિ પ્રાપ્ત થાય છે. તેના ચનમાં શ્રી ભગવાનનો નિવાસ થાય છે.

## જપ કર્યા પછી તે જ સ્થળે થોડા વખત નિદ્રા લેવી જોઇએ.

આ વિષયનું વૈજ્ઞાનિક વિવેચન વાંચકોએ અવશ્ય ધ્યાનમાં લેવું જોઈએ. મનોવિજ્ઞાનના અભિપ્રાય પ્રમાણે આપણા શરીરમાં બે મન છે. એક મન તો આપણે જાણી શકીએ છીએ પરન્તુ બીજું મન જાણી શકાતું નથી. એ બીજું મન જ આપણા જીવનની ઉન્નતિ, અવનતિ અને સમસ્ત શકિતયોનું કેન્દ્ર છે. નિદ્રા લેતી વખતે આપણે આપણું નામ દઈને આંતર મનને કહીએ છીએ કે મ્હને અમુક કલાકે જાગૃત કરવો. તે જ પ્રમાણે તે આંતરમન આપણને બરાબર તેટલે જ કલાકે જાગૃત કરે છે, એવો અનુભવ ઘણા મનુષ્યોને થયો છે અને હજી થાય છે. તે જ આપણું બીજું મન છે. એને ગુપ્ત મન,, અપ્રકટ મન અને આંતર મન કહે છે. અંગ્રેજીમાં એને સબ કોન્સિયસ માઇન્ડ ( Sub conscious mind ) અને પ્રકટ મનને કોન્શિયસ માઇન્ડ ( Conscious mind ) કહે છે.

આપણને જે જે સિદ્ધિઓ અને શકિતઓની આવશ્યકતા હોય છે તે સર્વ આપણા ગુપ્ત મન દ્વારા પ્રાપ્ત થઇ શકે છે. બીજાના મનની હકિકત જાણવી, આપણું અથવા બીજાનું ભવિષ્ય જાણવું, કોઇ કાર્ય ક્યારે થશે, થશે કે નહિ, કેવી રીતે થશે, વગેરે પ્રશ્નોનો સાચો ઉત્તર એ જ ગુપ્ત મનથી મળી શકે છે. મંત્ર જપ કરવાથી આપણા વિચાર ગુપ્ત મનમાં પહોંચી જાય છે અને ગુપ્ત મન તેનો સાચો ઉત્તર આપણને બતાવી આપે છે. તેથી જ જપ કર્યા પછી તેજ સ્થાનમાં નિદ્રા લેવી જોઈએ. કારણ કે નિદ્રાવસ્થામાં જ ગુપ્ત મન પ્રશ્નોના ઉત્તર આપે છે. પરન્તુ નિષ્કામ અને ઇશ્વર પ્રિત્યર્થે જપ કરનારને એ પ્રમાણે તે જ સ્થળે નિદ્રા લેવાની આવશ્યકતા નથી પણ જે કોઈ

બન્ધુને પોતાના કોઈ સાંસારિક વ્યવહારિક કાર્ય માટે પ્રશ્નના ઉત્તરની આવશ્યકતા હોય તો તેમણે તે જ સ્થળે નિદ્રાવશ થવું જોઈએ.

ગુપ્ત મનનો એવો વિલક્ષણ ચમત્કાર છે કે: રાતના એક વાગે જાગૃત થઇ શૌચસ્નાનથી નિવૃત્ત થઇ રાતના બે વાગ્યાથી પાંચ વાગ્યા સુધી કોઈ પણ ઇષ્ટ મન્ત્રનો (સર્વથી ઉત્તમ ૐકારનો) જપ કરીને તે જ સ્થાન ઉપર નિદ્રાગ્રસ્ત થવાથી કેટલાકને એક બે દિવસમાં અથવા કેટલાકને વધારેમાં વધારે ત્રણ અઠવાડિયામાં તેના ઇચ્છિત પ્રશ્નનો સાચો ઉત્તર સ્વપ્નમાં પ્રાપ્ત થાય છે. આપણું ગુપ્ત મન એ અસંખ્ય ચમત્કારોનો ભંડાર છે. એનો વિકાસ અર્થાત્ એને જાગૃત કરવાથી અસંખ્ય અલૌકિક વિષયોનું જ્ઞાન થાય છે. એનો વિકાશ અર્થાત્ જાગૃત કરવાનો સર્વોત્તમ ઉપાય માત્ર ઇષ્ટ મંત્ર જપ છે. એ માટે જ ઋષિ મુનિઓ અને શાસ્ત્રકારોએ કહ્યું છે કે: **जपात् सिद्धिः, जपात् सिद्धि, जपात् सिद्धिर्न संशयः।** જપથી સિદ્ધિ થાય છે. જપથી સિદ્ધિ થાય છે. એમાં કંઈ સંશય નથી.

"ગાયત્રી સ્તવરાજ" નામક ગ્રન્થમાં લખ્યું છે કે: જપ કર૰ વાની ઇચ્છા રાખનાર મનુષ્યે જપ આરમ્ભ કરતાં પહેલાં નિમ્નલિખિત મંત્ર ભણવો, અને એવી ભાવના અર્થાત્ એવો સંકલ્પ હૃદયમાં ધારણ કરીને જપનો આરંભ કરવો. તે મંત્ર આ પ્રમાણે છે:

**शुभं शिवं शोभन मस्तु मह्यं,**
**सौभाग्य भोगोत्सवमस्तु नित्यं ।**
**प्रकाश विद्यात्रय शास्त्र सर्वं,**
**भवेन्महामंत्र फलं प्रिये वै ।**

અર્થાત્: મ્હારૂં નિત્ય કલ્યાણ થાય. મ્હને શિવપદ અર્થાત્ બ્રહ્મ-પદની પ્રાપ્તિ થાય, મ્હારી કીર્ત્તિ, પ્રતિષ્ઠા આદિ વૃદ્ધિ પામે, મ્હને સૌભાગ્ય પ્રાપ્ત થાય, મ્હારો સમય અહર્નિશ સુખ આનન્દમાં વ્યતીત થાય, મ્હારામાં ત્રણ વેદ-વિદ્યા પ્રકટ થાય અને સર્વ શાસ્ત્રોમાં નિપુણતા પ્રાપ્ત થાય. હે પ્રિય પાર્વતિ ! એવા ઉપાસકને એવું જ ફલ પ્રાપ્ત થાય છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે: આનન્દની ઇચ્છા હોય તો, જગતને આનન્દમયી માતાથી પરિપૂર્ણ જૂવો. પોતાના હૃદયમાં, બહાર અને સર્વત્ર સર્વદા તે આનન્દમયી જનનીનું અખણ્ડ ભાન કરતા રહો. એ અભ્યાસ જેમ જેમ વધારશો તેના પ્રમાણમાં જ તમને જગત્ આનન્દ-દાયક જણાશે.

જે પ્રમાણે મહાત્મા મુકુટરામજીને સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થઈ હતી તેજ પ્રમાણે પ્રત્યેક મનુષ્ય તેજ પદવીએ પહોંચી શકે છે. પ્રત્યેક મનુષ્ય તેવી જ સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકે છે. પરંતુ ક્યારે ? કે જ્યારે તે મનુષ્ય તેવો જ પરિશ્રમ કરે અને જ્યારે (Do and see) "કરો અને જૂવો." એ સિદ્ધાન્તનું પાલન કરે ત્યારે જ તેને સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. પરમાત્મા સર્વને આનન્દમાં રાખે એ જ પ્રાર્થના છે.

## ગાયત્રી જપના મહિમા સંબંધી એક સદ્ગૃહસ્થનો અભિપ્રાય

× × × મ્હારા જીવનમાં જો કોઇ સરસ સાધન પ્રાપ્ત થયું હોય તો તે "ગાયત્રી મંત્ર જપ" છે. ગાયત્રી મંત્રનો જપ કરવાથી મ્હારા જીવનમાં એક વિશેષ પરિવર્તન થઈ ગયું છે. એ જ મંત્ર જપથી મ્હારા મનને શાંતિ મળે છે. એ ગાયત્રી મંત્ર જપના પ્રભાવથી અને પ્રતાપથી આજે હું સંપૂર્ણ સુખી છું."

આવા સેંકડો અભિપ્રાયો જાણવામાં છે. કોઈ લખે છે કે: "ગાયત્રી મંત્ર જપથી મ્હને ગુપ્ત રીતે લાભ થયો છે. કોઈ લખે છે કે: એ મંત્ર જપથી મ્હારાં સર્વ દુઃખ દૂર થયાં છે. અનેક બેકાર મનુષ્યો લખે છે કે: ગાયત્રી મંત્રના જપથી જ મ્હને કામ ધંધો મળે છે. તેમ ન કર્યું હોત તો કોઇ પ્રકારની આશા નહોતી. એક સદ્-ગૃહસ્થને પંદર રૂપિયાના પગારની નોકરીમાંથી હમેશને માટે રજા મળી ગઈ હતી તે પુનઃ પ્રાપ્ત થઈ અને હમણાં રૂા. ૬૫) નો માસિક પગાર મળે છે. વગેરે."

ø

# પંચમ અધ્યાય

## ગાયત્રી મંત્ર જપથી થતા લાભ



**"गायत्री वेदजननी गायत्री पापनाशिनी ।**
**गायत्र्यास्तु परंनास्ति दिविचेत्सपावकम् ॥**
**तत्सवितुर्देवस्य तंवरेण्यं भर्गः यः ॥ ( भर्गः )**
**सं पदाच्यारः मिश्चितार्थः ।**

"અર્થાત્ : ગાયત્રી વેદમાતા છે. તે સર્વ પાપનો નાશ કરનાર છે. ત્રણુ લોકમાં એના કરતાં વિશેષ પવિત્ર કરનાર કોઈ મંત્ર જ નથી. એમાં સવિતા પ્રસવિતા સર્વને ઉત્પન્ન કરનાર સવિતા દેવતાના દિવ્ય તેજનું ધ્યાન કરવામાં આવે છે કે જે આપણી બુદ્ધિને શુદ્ધ કરે છે.



**આ**જે અનેક મનુષ્યોને ચિન્તાગ્રસ્ત જોઇએ છીએ તેનું કારણુ એ જ છે કે તે પોતાના કોઇ પણ ઇષ્ટ મંત્રનો જપ કરતો નથી. મંત્ર જપ કર્યા વિના મનુષ્યનું ચિત્ત અનેક ચિન્તાઓથી ઘેરાયલું રહે

છે. તેના મનનાં ધારેલાં કોઈ પણ કાર્ય સિદ્ધ થતાં નથી. ન્હાની ન્હાની બાબતોમાં પણ તેને ભય ઉત્પન્ન થાય છે. એવા મનુષ્યને ઘરમાં શાન્તિ મળતી નથી. જેમ ભોજન કર્યા સિવાય શરીર નિર્બલ, આનન્દ રહિત અને નિરૂત્સાહી થઈ જાય છે તેજ પ્રમાણે ઇષ્ટિદેવના મંત્રનો જપ કર્યા સિવાય મનુષ્યનું ચિત્ત સર્વદા ખિન્ન મલિન અને ઉદ્વિગ્ન રહે છે. તે માટે જ પ્રત્યેક મનુષ્યે નિત્ય પ્રાતઃકાલ અને સાયંકાલને સમયે એક એક કલાક ઇષ્ટમંત્રનો જપ કરવો જોઇએ.

ઇષ્ટ મંત્રનો જપ કરવાથી મનુષ્યની સર્વ ઇચ્છાઓ પરિપૂર્ણ થાય છે. ગમે તેવું દુઃખ હોય, સંકટ હોય, વ્યાધિ હોય અને ચિન્તા હોય પણ મંત્ર જપ કરવાથી તે સર્વ દૂર થઇ જાય છે. કોઇ પણ કાર્ય કોઇ પણ ઉપાયથી થતું ન હોય તે મંત્ર જપથી સિદ્ધ થાય છે.

મંત્રનો જપ બાલક, યુવાન, વૃદ્ધ એટલું જ નહિ પણ સર્વ અવસ્થાનાં મનુષ્યો માટે અત્યંત ઉપકારક અને અત્યન્ત આવશ્યક છે. મનુષ્ય જીવનની સર્વોત્તમ પ્રાપ્તિ અને સર્વોત્તમ સુખ, મંત્રનો જપ કરવાથી જ થઈ શકે છે.

સંસારના સર્વ ધર્મોએ, સર્વથી અધિક માનનીય મંત્ર ૐને જ માન્યો છે. વેદથી તે પુરાણ પર્યંત સર્વ શાસ્ત્રોએ એક અવાજે ૐના મહિમાનું વર્ણન કર્યું છે. મહારાજ શ્રી રામચન્દ્રજી, શ્રી કૃષ્ણચંદ્રજી અને સર્વ પ્રાચીન ઋષિ મુનિઓએ સમસ્ત જીવન પર્યંત ૐનો જ જપ કર્યો છે, અને તેનો જ જપ કરવાનો સર્વને ઉપદેશ અને આજ્ઞા કરી છે. ૐ સાથે ગાયત્રી મંત્ર જપ કરવાથી વિશેષ આનંદ થશે.

ૐ નો સાધારણ જપ કરવાથી જ મનુષ્યની સર્વ કામનાઓ પરિપૂર્ણ થઇ જાય છે. સર્વ દુઃખ અને સર્વ ક્લેશનો નાશ થઈ જાય છે. તેમ જ અત્યંત શાન્તિ અને અત્યંત આનન્દ પ્રાપ્ત થાય

છે. મનુષ્ય જીવનની સર્વોત્તમ અને સર્વોચ્ચ ઉન્નતિ માટે એવું સુલભ, સરલ અને સંદેહ વિનાનું અન્ય સાધન નથી.

જપ ક્યે સમયે કરવો, કેવા સ્થાનમાં કરવો, કેટલો સમય કરવો, તેની સાથે ભોજન, વ્યાયામ, પ્રાણાયામ આદિ નિયમોનું પાલન અને અભ્યાસ કરવાની વિધિઓ સંક્ષેપમાં અમારા પ્રકટ કરેલા "ૐકાર જપવિધિ" નામક પુસ્તકમાં પ્રકટ કરેલી છે.

એ પુસ્તકમાં અમે જે કાંઇ વિધિ દર્શાવી છે તે તદ્દન યથાર્થ છે, અને સર્વથા પરિપૂર્ણ છે. એક મહિના પર્યંત એ પ્રમાણે અભ્યાસ કરવાથી વિલક્ષણ આનન્દ અને પરમ શાન્તિ પ્રાપ્ત થાય છે.

બ્રહ્માણ્ડમાં મનુષ્યો પોતાને દુર્બલ પ્રાણી સમજે છે એ તેની અત્યન્ત અજ્ઞાનતા છે. મનુષ્યમાં અનન્ત શકિતઓ ભરેલી છે તે સર્વ માત્ર જપ કરવાથી જાગૃત થાય છે. એ જ કારણથી પ્રાચીન ઋષિ મુનિઓ પોતાનું સમસ્ત જીવન જપ કરવામાં વ્યતીત કરતા હતા અને પોતાના બાળકોને પાંચ વર્ષની વયથી જ જપ કરાવવાનું શરૂ કરતા હતા. તેમનો એવો સિદ્ધાન્ત હતો કે: પ્રત્યેક મનુષ્યે પ્રથમ પોતાની ઉન્નતિ કરવી જોઈએ. ત્યારે જ પછી તેનાથી બીજાની ઉન્નતિ થઈ શકે છે. જે મનુષ્ય પ્રથમ પોતાની સ્થિતિ સુધારી શકતો નથી, અને પોતાની જ ઉન્નતિ કરી શકતો નથી તે બીજાને કેવી રીતે સુધારી શકે અને બીજાની ઉન્નતિ પણ કેવી રીતે કરી શકે? આ પ્રશ્ન સર્વેએ વિચારવા જેવો છે.

જો કે મંત્ર જપનો સર્વોત્તમ ઉપયોગ આત્મિક બળ સમ્પાદન કરવાનો છે. ધન આદિ કામનાઓ માટે એનો ઉપયોગ કરવાથી ધન આદિની પ્રાપ્તિ અવશ્ય થઈ જાય છે પરન્તુ આત્મિક બળવૃદ્ધિ થતી નથી. મંત્ર એટલે કલ્પવૃક્ષ છે. એ કલ્પવૃક્ષની નીચે બેસીને અર્થાત્ મંત્ર જપ કરીને મનુષ્ય સિંહ બનવાની કામના કરે છે તો સિંહ અને

શ્વાન બનવાની ઇચ્છા રાખશે તો શ્વાન બની જાય છે. જે ભાવનાથી, જે કામનાથી, જે ઇચ્છાથી મંત્રજપ કરશો તે જ તમારી કામના પૂર્ણ થઈ જશે. અસલ વસ્તુ પ્રાપ્ત કરવાનો ત્યાગ કરીને નકલી વસ્તુ પ્રાપ્ત કરવા પાછળ દોડવાથી અન્તે પસ્તાવું પડે છે. ધન, સ્ત્રી, પુત્ર, મિત્ર આદિ પ્રયત્ન કર્યા વગર જ પ્રારબ્ધાનુસાર સર્વને પ્રાપ્ત થાય છે જ. માત્ર ભગવદ્ભક્તિ એ પ્રયત્ન કર્યા વગર પ્રાપ્ત થતી નથી તેમજ મનની ચંચલતા મટતી નથી, અને સુખ શાંતિ પણ પ્રયત્ન કર્યા સિવાય પ્રાપ્ત થતી નથી. એ સર્વ પ્રાપ્ત કરવા માટે આત્મિક શક્તિયોની વૃદ્ધિ અતિ આવશ્યક છે અને આત્મિક શક્તિની વૃદ્ધિ માટે મંત્ર જપનો ઉપયોગ કરવો એ જ પરમ બુદ્ધિમાનનું કર્તવ્ય છે. પરન્તુ

"युक्तियुक्तमुपादेयं वचनं बालकादपि"

"એક બાલક પણ જો યુક્તિયુક્ત વચન કહે તો તે ગ્રાહ્ય કરવું જોઇએ."

એટલું તો યુક્તિ તર્ક દ્વારા સિદ્ધ જ છે કે: જેમ સૌન્દર્યમાં આકર્ષણ કરવાની અને પ્રસન્નતા આપવાની સ્વાભાવિક શક્તિ નિવાસ કરે છે, મનોહર પુષ્પવાટિકાનાં નવવિકસિત પુષ્પો આનંદ આપે છે તેમ જ સ્વચ્છ શાન્ત નિર્મળ જળાશયમાં દર્શકના ભાવોમાં નવજીવન સંચાર કરવાની શક્તિ પ્રવાહિત થતી રહે છે. તે જ પ્રમાણે ધનમાં પણ એક એવી જ વિલક્ષણ શક્તિ હોય છે. મનુષ્યમાં સાહસ અને ક્રિયાશક્તિ ભરી દેવાની અને સંસારમાં તેનું જે સ્થાન છે તેના કરતાં ઉચ્ચ સ્થાનમાં સ્થાપવાની ધનમાં શક્તિ છે. તે જ કારણથી મનુષ્ય માત્રને, રાજાથી રંક પર્યંત સર્વમાં તેને પ્રાપ્ત કરવાની પ્રબળ ઇચ્છા જોવામાં આવે છે. સંસારનો કોઈ પણ મનુષ્ય ધન પ્રાપ્ત કરવાની ઇચ્છાથી રહિત નથી.

ધન સિવાય આપણું કોઇ પણ સાંસારિક અથવા પારલૌકિક કામ સિદ્ધ થઇ શકતું નથી. એ પ્રાપ્ત કરવા મનુષ્ય પોતાના પ્રિય કુટુંબ પરિવારનો ત્યાગ કરી વિદેશ ગમન કરે છે. એની પ્રાપ્તિને માટે મનુષ્ય પોતાનાં ધર્મ–કર્મને એક બાજૂએ મુકી દે છે. અર્થાત્ ધર્મ–કર્મથી ભ્રષ્ટ થાય છે, અનેક પ્રકારનાં કષ્ટ, અપમાન અને તિરસ્કાર સહન કરીને પરાધીનતામાં પોતાનું સમસ્ત જીવન વ્યતીત કરી દે છે. તે એટલે સુધી કે ધનને માટે જ અનેક મનુષ્યો પોતાના અમૂલ્ય જીવનનો મોહ ત્યજી દઈને લશ્કરમાં નોકરી સ્વીકારે છે અને સમય આવતાં પોતાના પ્રાણનું પણ બલિદાન આપી દે છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે: સંસારમાં સુખ પૂર્વક જીવન વ્યતીત કરવાનાં સર્વ સાધનોમાં લક્ષ્મી દેવી પ્રથમ સાધન છે, અને તે જ સર્વપ્રિય છે. તેથી આ અધ્યાયમાં એક એવા જ મંત્રનું વર્ણન કરવામાં આવ્યું છે કે જેનો નિષ્કામપણે જપ કરવાથી લક્ષ્મિ અને ભગવદ્ભકિત એ બન્ને પ્રાપ્ત થાય છે. વિલાસવૈભવ અને મોક્ષ એ બન્નેની સિદ્ધિ મળે છે. તે મંત્ર એટલે **ગાયત્રી મંત્ર** એ જ છે.

બ્રહ્માનંદની પ્રાપ્તિ થવા માટે જેમ ૐકાર મંત્ર છે તે જ પ્રમાણે પિતા પરમાત્માની સાથે માતા લક્ષ્મીનું આવાહન કરવા માટે ગાયત્રી મંત્ર છે. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં લખ્યું છે કે: ગાયત્રી મંત્રનો એક પાદ (ચરણ) અર્થાત્ ચોથા ભાગનો મંત્ર બતાવનારને એક લોકનું રાજ્ય આપવામાં આવે તો તે પણ ઓછું છે. એવો ગાયત્રી મંત્રનો મહિમા છે. એ મંત્રના મહિમા સંબંધી વિશેષ શું લખવું ? વાસ્તવિક જોતાં એ મંત્રનું ખૂબ રહસ્ય જાણનાર તો ઋષિ મુનિઓ જ હતા. એ મંત્રની અગાધ અને અપાર શકિત તો એ મહા પુરૂષોના જ સમજવામાં આવી છે. તે માટે જ પ્રાચીન મહર્ષિઓએ એવી પ્રણાલિકા શરૂ કરી હતી કે: જે મનુષ્ય સર્વ વેદનું અધ્યયન કરી શકે નહિં તેણે પણ ગાયત્રી મંત્રનો અવશ્ય જાપ કરવો જોઈએ.

એમ કરવાથી તે મનુષ્યના સર્વ મનોરથ પૂર્ણ થશે અને તે મનુષ્ય-જીવનની સાફલ્યતા પ્રાપ્ત કરી શકશે.

ગાયત્રી મંત્રનો જપ બને ત્યાં સુધી નિષ્કામ ભાવે કરવો ઉચિત છે. એના જપથી સુખના સર્વ સાધનો આપોઆપ એકત્ર થઇ શકે છે. જપ કરનાર મનુષ્યનું સંરક્ષણ કરવું એ તો ગાયત્રી માતાનો સ્વાભાવિક ગુણધર્મ છે. ગાયત્રી શબ્દનો અર્થ પણ એ જ છે. અમારે ફલાણું જોઇએ છીએ અને ઢીકણું જોઈએ છીએ એવી કોઇ પ્રકારની પ્રાર્થના કરવી જોઇએ નહિં. નિષ્કામ, નિઃસ્વાર્થ પ્રાર્થના કરવી એ જ સર્વશ્રેષ્ઠ છે. ગાયત્રી માતા સારી પેઠે જાણે છે કેઃ તેના પુત્રને માટે કઈ વસ્તુ હિતકર અને અહિતકર છે. જે વસ્તુથી તમારૂં કલ્યાણ સધાય એમ છે અને તમને સુખ શાન્તિ પ્રાપ્ત થાય એમ છે તે તમને વગર માંગે મળી જશે અને તમારી આશાથી પણ ઘણું અધિક પ્રાપ્ત થશે. પણ ગાયત્રી મંત્ર જપ કરવા માટે યોગ્ય પ્રકારે મહેનત અને શ્રદ્ધા રાખીને કાર્ય કરવા તત્પર થવું જોઈએ.

પ્રત્યેક મનુષ્યે સ્મરણમાં રાખવું જોઇએ કે: જીવનનો સર્વોચ્ચ ઉદ્દેશ્ય કેવલ સંસારી સુખ એ જ નથી. થોડા દિવસ પર્યંત સહાયતા કરનાર ધનને જમા કરી રાખવામાં જ સમસ્ત જીવન વ્યતીત કરવું એ કાંઈ જીવનની સાફલ્યતા નથી. મનુષ્ય જીવનની સાફલ્યતા તો એવું ધન પ્રાપ્ત કરવામાં છે કે જે અનંત કાલ પર્યંત અને શરીર પંચત્વ પ્રાપ્ત કરે ત્યાર પછી પણ સહાયતા કરે. ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવ કહેતા કે:

"રૂપિયાથી શું મળે છે? દાળ, ચોખા, લોટ, વસ્ત્ર, રહેવાનું સ્થાન, બસ એટલું જ! રૂપિયાથી ઇશ્વિર મળતા નથી તેથી રૂપિયા એ જીવનનું લક્ષ્ય થઈ શકતું નથી." અર્થાત્ મનુષ્યે જીવન ધારણ કરીને ઇશ્વરની પ્રાપ્તિ કરવી એ જ સાર્થક્ય છે. એ જ જીવનને ધન્ય છે.

રૂપિયા મેળવ્યા પછી જો ઇશ્વિર પ્રાપ્ત ન કરી શકાય તો તે મનુષ્યજીવનને ધિક્કાર છે!

સુંદર સ્ત્રીના શરીરમાં કેવળ હાડ, માંસ, ચરબી, મળ, મૂત્ર વગેરે સર્વ ગંદકી ભરેલી છે. તેથી તેની સાથેના ભોગવિલાસ એ પણ જીવનનું લક્ષ્ય થઈ શકતું નથી. સ્ત્રીઓના મોહમાં અને તેની સાથેના ભોગવિલાસમાં શ્રીમંત મનુષ્યોએ પોતાના પ્રાણ ગુમાવ્યા છે અને સામાન્ય ગૃહસ્થોએ પણ શરીરનું વીર્ય નષ્ટ કરી દઈને પોતાના પ્રાણ ગુમાવ્યા છે. ઘણા વિષયી ગૃહસ્થોનાં અકાળ મૃત્યુ થયાં છે અને ઘણાને ક્ષયરોગ જેવા વ્યાધિ થવાથી જીવન પર્યંત દુ:ખી થયા છે. ઘણી સ્ત્રીઓ સાથે અતિશય ભોગવિલાસ કરવાથી મનુષ્યના વીર્યનો ક્ષય થાય છે અને તેથી મનુષ્યની બુદ્ધિ મંદ પડી જાય છે. જઠરાગ્નિની શક્તિ ઓછી થઈ જાય છે, અને અન્તે તેઓ અનેક દિવસ પર્યંત વ્યાધિગ્રસ્ત થઇ રીબાઇ રીબાઈને મરણ શરણ થાય છે! માટે જ સ્ત્રી એ પણ જીવનનું લક્ષ્ય નથી.

ઇશ્વરની પ્રાપ્તિ સિવાય જીવનનું કાંઇ પણ લક્ષ્ય હોઇ શકે જ નહિં. ભલભલા શ્રીમંતો જ્યારે વ્યાધિગ્રસ્ત થાય છે, અને કોઇ ડાકટર કે વૈદથી તે વ્યાધિ મટતો નથી ત્યારે જ તેને ઇશ્વર–ભગવાનનું સ્મરણ થાય છે અને ઓ ઇશ્વર! ઓ ઇશ્વર! કહીને તેની પ્રાર્થના કરે છે. શરીર સ્વસ્થ હોય છે ત્યારે લક્ષ્મીના મદમાં તેને ઇશ્વરનું સ્મરણ થતું નથી, તે સમયે તો અનેક પ્રકારના ભોગવિલાસ અને એશ આરામમાં જ તેનું મન ગુલતાન બની જાય છે. પરંતુ અંતે ઇશ્વરનું સ્મરણ કર્યા સિવાય કોઇનો છૂટકો નથી. પરંતુ જગતનાં મનુષ્યો કેવાં વિચિત્ર છે કે જીંદગી સુધી મોજશોખ ભોગવી અંતે મરણ પામે છે, તેના દેહમાંથી જીવાત્મા ઉડી જાય છે, તેનો દેહ જડ પાષાણવત્ થઇ જાય છે અને જ્યારે તેને અગ્નિદાહ કરવા લઈ જાય છે ત્યારે તેનાં સગાં વહાલાં "રામ, રામ" ને યાદ કરે છે! પરન્તુ તે જ મનુષ્યે

જો બાલ્યાવસ્થા કે યુવાવસ્થામાંથી જ જો રામરૂપી ઈશ્વરનું સ્મરણ કર્યું હોત તો તેના મૃત્યુ વખતે જ રામનાં ત્હેને દર્શન થાત અને તેની સદ્‌ગતિ થાત. પરંતુ આજના કલિયુગના જીવો ઉપદેશ ક્યાં ગ્રહણ કરે છે !

ગાયત્રી મંત્રનો અર્થ તો એ જ છે કે: પરમાત્માના તેજોમય શુદ્ધ સ્વરૂપનું અમે ધ્યાન કરીએ છીએ. તે અમારી બુદ્ધિમાં પ્રેરણા કરે અર્થાત્ ગાયત્રી મંત્રમાં પરમાત્મા પ્રત્યે શુદ્ધ બુદ્ધિ માટે પ્રાર્થના છે. શુદ્ધ બુદ્ધિવાળો મનુષ્ય સદાચારી થાય છે, સદાચારી મનુષ્ય સર્વ પ્રિય થાય છે, અને સર્વપ્રિય થવાથી તે મનુષ્યને સુખનાં સર્વસાધનો આપોઆપ સર્વ સ્થળે પ્રાપ્ત થઈ જાય છે અને તેનો પરલોક-પરજન્મ પણ સુધરે છે. બુદ્ધિ શુદ્ધ ન હોય તો ભલભલા રાજા, બાદશાહ પણ સુખી થઈ શકતા નથી અને તે સર્વજન પ્રિય પણ થઈ શકતા નથી. ગાયત્રી મંત્ર જપથી મનુષ્ય સર્વપ્રિય કેવી રીતે થાય છે તેનું એક દ્રષ્ટાંત નીચે લખવામાં આવે છે.

## ગાયત્રી મંત્ર જપથી સર્વ પ્રિયતા.

વિદ્યાધ્યયન સિવાય ઉચ્ચ અને પવિત્ર કર્તવ્ય બીજું કાંઈ નથી. આજ પર્યંત સંસારની જે કાંઇ ઉન્નતિ થઈ છે અને જે ભવિષ્યમાં થનાર છે તે સર્વનું મૂળ કારણ વિદ્યા એ જ છે. પ્રાચીન અને અર્વાચીન વિદ્વાનોએ સંસાર પ્રત્યે જેટલો ઉપકાર કર્યો છે તેટલો શ્રીમંત ધનવાનોએ કર્યો નથી, અને ભવિષ્યમાં કરશે પણ નહિ. જેઓ નિરન્તર વિદ્યાના અધ્યયનમાં વ્યસ્ત રહે છે તે વાસ્તવિક કહેતાં ભૂલોકના દેવતા છે. તેઓ સર્વદા વંદનીય છે અને પૂજ્ય છે.

એવા જ એક પૂજનીય, વંદનીય, બન્ને નેત્રોથી અંધ, એક ભિક્ષુ સ્વામી વિરજાનંદ સરસ્વતીએ ગંગાજીમાં ઉભા રહીને ત્રણ વર્ષ પર્યંત ગાયત્રીનો જપ કર્યો હતો. તે જપના પ્રભાવથી તેમને અપરિ-

ચિત વિદ્યા અને અલૌકિક આત્મબલ પ્રાપ્ત થયું હતું. સાંભળ્યું છે કે જ્યારે જયપુરના મહારાજા તેમનાં દર્શન માટે તેમની સમક્ષ ગયા અને તેમની કાંઈ સેવા માટે પ્રાર્થના કરી ત્યારે સ્વામીજીએ કહ્યું કે :

"એક વખત ભારતવર્ષના સર્વ વિદ્વાનોને એકત્ર કરીને મ્હારી સાથે શાસ્ત્રાર્થ કરાવો કે જેથી પ્રાચીન આર્ય ગ્રન્થોના પઠન-પાઠનનો પુનઃ પ્રચાર થઇ જાય."

એ પ્રકારની નિઃસ્વાર્થ યાચનામાં સ્વામીજીના આત્મિક બળની છબી શું જોવામાં નથી આવતી? ગાયત્રી જપના પ્રતાપે એક અંધ સન્યાસીના આત્મામાં કેટલું અગાધ-અપાર બલ પ્રાપ્ત થયું હશે તેની કલ્પના ઉપરોક્ત પ્રાર્થના ઉપરથી થઇ શકે છે. વાંચક સજ્જન! તમે પણ ગાયત્રી મંત્રનો જપ કરી શા માટે એટલું બધું આત્મબળ પ્રાપ્ત કરતા નથી?

એ જ પ્રમાણે એક વખત અલવરના મહારાજાએ સ્વામીજીને પોતાના રાજ્યમાં પધારવા પ્રાર્થના કરી. સ્વામીજીએ ઉત્તર દીધો કે : "જો તમે નિત્ય સંસ્કૃત વિદ્યાભ્યાસ કરવાની પ્રતિજ્ઞા કરો તો હું તમારી સાથે આવી શકું છું." સ્વામીને પોતાના રાજ્યમાં લઇ જવાની તીવ્ર ઇચ્છા હોવાથી મહારાજાએ સંસ્કૃત અભ્યાસ કરવાનું કબુલ કર્યું! પ્રિય વાંચક! નિષ્પક્ષપાત રીતે વિચાર કરી જૂવો કેઃ એક અત્યંત દુર્બલ અને અંધ સન્યાસી, રાજાને આટલા બધા પ્રિય શા માટે જણાતા હતા? સાચી બીના તો એ જ છે કે : સન્યાસીજીનું તપ અને ગાયત્રી મંત્રના જપનો પ્રભાવ છે કે જે રાજા મહારાજાઓને વશીભૂત કરતો હતો. જે મનુષ્ય ગાયત્રી મંત્રનો જપ કરશે તે પણ એ પ્રમાણે જ સર્વ જનસમાજમાં પ્રિય થઇ પડશે અને સામાન્ય જનસમાજમાં તો શું પણ રાજા-મહારાજાઓમાં પ્રિય થઇ પડશે એમાં જરા પણ સંદેહ નથી.

ગાયત્રી મંત્ર એ નિર્ધનનું ધન છે. નિર્બલનું એ બલ છે અને બ્રાહ્મણોનું તો પરમ અસ્ત્ર છે. ગાયત્રી જપ કરનાર કેવલ પોતાનું જ ભલું કરી શકતો નથી પરન્તુ બીજાઓ ઉપર પણ ઉપકાર કરી શકે છે. ગાયત્રી જપ કરનાર મનુષ્યની જેના ઉપર કૃપા થાય છે તેને તે નિહાલ કરી દે છે. તેના ઘરમાં ધન, ધાન્ય અને પશુ પુત્રની અતિશય વૃદ્ધિ થાય છે. એવા મંત્રસિદ્ધ મનુષ્યોનો આશિર્વાદ કદી પણ નિષ્ફળ થતો નથી. બ્રાહ્મણો જો ગાયત્રી માતાની યથાયોગ્ય ઉપાસના કરે તો તેમના ઘરમાં કોઈ પણ વસ્તુની ઉણપ રહેશે નહિં એટલું જ નહિં પણ તેમને ઘેર ઘેર ભિક્ષા માટે ભટકવું પડશે નહિં, અને ભલભલા શ્રીમંતો તેમના પ્રત્યે પ્રેમ અને શ્રદ્ધા રાખી તેમને સર્વ પ્રકારની સહાયતા કરશે.

ઓંકાર માન્તાતાના મંદિરની પાછળની ગુફામાં એક ભૂદેવ ઘણા દિવસથી ગાયત્રી–જપ કર્યા કરતા હતા. એક વખત તેમણે પોતાના પુત્રને કુટુંબ પરિવાર સહિત બોલાવી મંગાવ્યો. પુત્ર કુટુંબ સહિત તેમની પાસે આવી પહોંચ્યો. સ્વામીજીએ ક્ષેત્ર સન્યાસ લીધો હતો તેથી તેમણે સર્વને ત્યાં એક બે દિવસ રહેવાની આજ્ઞા કરી. પછી એક દિવસ તેમને કહ્યું કે: કાલે અમુક સમયે તમે મ્હારી પાસે આવજો. બીજે દિવસે વખતસર સર્વે આવી પહોંચ્યા. સ્વામીજીએ કહ્યું કે: મ્હારા શરીર સાથે તમારો વિશેષ સંબંધ છે, તેથી તમને બોલાવ્યા છે. હવે હું મ્હારા શરીરનો ત્યાગ કરૂં છું. તમારી જે કાંઈ ઇચ્છા હોય તે મ્હને કહો. પરમેશ્વરની કૃપાથી ભૂદેવનો પુત્ર ધન, માન, સંતાન આદિ સર્વ પ્રકારે સુખી હતો તેથી તેણે કહ્યું:

"મહારાજ! આપની કૃપાથી મ્હને સર્વ પ્રાપ્ત થયું છે. કેવળ આપની કૃપાની જ મ્હને ઇચ્છા છે. હું બીજું શું માંગું?" એટલામાં જ સુઅવસર જોઈને પુત્રના એક પુત્રે બે હાથ જોડી કહ્યું કે:

"મહારાજ! મ્હને વિદ્યાભ્યાસ યાદ રહેતો નથી. હું ભણું છું

અને ભૂલી જાઉં છું. કૃપા કરીને એવો આશિર્વાદ આપો કે જેથી વિદ્યાદેવી મ્હને પ્રસન્ન થાય."

એ સાંભળી મહાત્માજીએ તેને પોતાની પાસે બોલાવ્યો અને એક આચમની જલ લઇને તેની જીભ ઉપર મૂક્યું અને કહ્યું કે: "જા બેટા! તું વિદ્વાન્ થઈ જશે." પછી મહાત્માજીએ સર્વને પુનઃ પૂછ્યું કે: "હવે તમારે કોઈએ કંઇ માંગવું છે?" સર્વેએ હાથ જોડીને મસ્તક નમાવ્યું. એટલે મહાત્માજીએ કહ્યું કે: "ત્યારે હવે હું જાઉં છું. હર નર્મદે! હર નર્મદે!" ઉચ્ચ સ્વરે એટલું બોલી ચિરકાલને માટે શાન્તિમાં લીન થઇ ગયા. એ સમયે તેમના મસ્તકમાંથી એક જ્યોતિ નીકળી, તે અંધકારનો નાશ કરતી ગુફાના દ્વારમાં થઇને પ્રકાશમાં લીન થઈ ગઇ.

એ મહાત્માજીએ જે બાલક પૌત્રને આશિર્વાદ દીધો હતો તે જ બાલક આગળ જતાં ઓંમકારજી જોશી નામે પ્રસિદ્ધ થયા. વર્તમાન ઇન્દોરનરેશના પૂજ્ય પિતામહ મહાગુણજ્ઞ શ્રીમાન્ મહારાજા શ્રી તુકોરાવજીની એમના ઉપર એટલી બધી પ્રીતિ હતી કે: પ્રાતઃ સમયે હવા ખાવા જતી વખતે કેટલીએ વાર તેઓ ઓંમકારજી જોશીના દ્વાર આગળ પોતાની સ્વારી ઉભી રાખતા અને જોશીજીને પોતાની સાથે લઈનેજ સ્વારી આગળ જવા દેતા. ઉક્ત મહારાજા સાહેબે આપેલાં ઘણાં સર્ટિફિકેટો ઓંમકારજી જોશીના પુત્ર પાસે અદ્યાપિ વર્તમાન છે અને તેમના દ્વારા જ ઉપરોક્ત હકિકત પંડિતજીને પ્રાપ્ત થઇ છે.

એ સર્વ તે મહાત્માના ગાયત્રી જપનો પ્રભાવ હતો. ગાયત્રી જપ કરનાર મહાત્માના એક આચમની જલના આશિર્વાદથી નિરક્ષર ગણાતા ઓમકારજી રાજાના પ્રિયપાત્ર મહાન્ જ્યોતિષી થઇ શક્યા હતા. ગાયત્રી જપના પ્રભાવથી શું નથી થઈ શકતું? સર્વ અશક્ય વિષયો શક્ય બની શકે છે. અરે! અકાળ મૃત્યુ જેવું મહાન્ સંકટ

પણ ટળી શકે છે. દુઃખી સુખી થાય છે, અને દરિદ્રી ધનવાન બની શકે છે! પછી બીજું શું જોઇએ? જોઇએ માત્ર ગાયત્રી મંત્ર જપ ઉપર શ્રદ્ધા અને જપને માટે શાસ્ત્રમાં દર્શાવેલાં વિધિ વિધાન કરવાનો પરિશ્રમ! ઓમકારજી જોશીની વાણી સિદ્ધ થઇ હતી તેથી જ તેઓ રાજાના કૃપાપાત્ર થયા હતા.

## ગાયત્રી જપથી ધન અને પુત્ર પ્રાપ્તિ.

જ્યાં સુધી ખાવા પીવાનો સંતોષદાયક પ્રબન્ધ હોય છે ત્યાં સુધી ઘર–ખર્ચને માટે આવશ્યક આવકનો માર્ગ બંધ થતો નથી. જ્યાં સુધી શરીર આરોગ્ય અને બળવાન્ રહે છે અને જ્યાં સુધી કઠોર વિપત્તિના પંજામાં મનુષ્ય ફસાતો નથી ત્યાં સુધી તે પરમાત્માનું સ્મરણ કરતો નથી, તેથી જ પાંડવોની માતા કુન્તીએ ભગવાન પાસે એ જ માંગ્યું હતું કે:

"विपदः सन्तु नः शश्वत् तत्र तत्र जगद्गुरो ।
भवतो दर्शनं यत् स्यात् अपुनर्भव दर्शनम् ॥"

અર્થાત્: હે જગદ્ગુરો! અમને તો તમે સદા–સર્વદા વિપત્તિ જ આપો કારણ કે વિપત્તિમાં જ તમારાં દર્શન થાય છે અને તમારાં દર્શનથી મોક્ષ થાય છે. સમસ્ત ક્લેશમાંથી મુક્તિ મળે છે.

એવા જ એક વિપદ્ગ્રસ્ત સદાચારી બ્રાહ્મણે ઇન્દોરમાં ધન–પ્રાપ્તિને માટે ગાયત્રી મંત્ર જપનું અનુષ્ઠાન કર્યું હતું. તેઓ પ્રાતઃકાલથી મધ્યાહ્ન પર્યંત અને ભોજન કર્યા પછી થોડી વિશ્રાન્તિ લઇને પુનઃ સાયંકાલ પર્યંત ગાયત્રી જપ કરતો હતો. રાત્રિએ ગાયત્રીનો જપ કરવો નિષેધ હોવાથી રાત્રિએ પણ ભગવાનનું નામ સ્મરણ કરતો હતો. એક વર્ષ પછી તેની સ્થિતિ બદલાઇ ગઈ. તેમને પુષ્કળ ધન પ્રાપ્ત થયું અને એક સુશીલ બાલિકા સાથે દ્વિતીય લગ્ન પણ થયું. તે પત્નીથી તેમને એક તેજસ્વી પુત્રની પ્રાપ્તિ થઈ.

એ બ્રાહ્મણ પ્રથમ એટલી બધી દરિદ્ર અવસ્થામાં હતા કે અન્ન નહિં મળવાથી કેટલાએ દિવસ પર્યંત તેમને પીપળાનાં પાંદડાંની લુગદી બનાવી તેનું પાણી પીવું પડ્યું હતું, પરન્તુ ગાયત્રી મંત્ર જપના પ્રભાવથી એક વર્ષ પછી એ જ બ્રાહ્મણના હાથમાં સુવર્ણનાં કડાં, ગળામાં સુવર્ણની જનોઇ, ઉત્તમ પ્રકારનાં વસ્ત્રો અને શરીરે હૃષ્ટપુષ્ટ થયેલા ઉજ્જૈન નિવાસી સદ્દગત બ્રહ્મર્ષિ શ્રી શિવદત્તજી શર્માએ જોયા હતા. એક વર્ષ પર્યંત પરિશ્રમ કરીને તે બ્રાહ્મણે ગાયત્રી માતાની ઉપાસના કરી તેનું શુભ ફળ કેવું પ્રાપ્ત થયું તે એ દ્રષ્ટાન્તથી જાણી શકાય છે! બ્રાહ્મણ બંધુઓ! ગાયત્રી મંત્ર જપનો આવો પ્રભાવ હોવા છતાં તમે કેમ નિદ્રાગ્રસ્ત થઇ રહ્યા છો? શા માટે ગાયત્રી મંત્ર જપ કરતા નથી?

એ જ પ્રમાણે ઉજ્જૈન નિવાસી એક નાગર બ્રાહ્મણ પ્રાતઃકાલમાં ચાર વાગે ઉઠીને નવ-દશ વાગ્યા સુધી ગાયત્રી જપ કરતા હતા. તેમણે પારકું અન્ન નહિ લેવાની પ્રતિજ્ઞા કરી હતી. તેઓ કોઈને ઘેર ભોજન કરવા જતા નહિં તેમજ પોતાના ઘરનાં માણસોને પણ ક્યાંય ભોજન કરવા જવા દેતા નહિં. તેમણે પોતે સ્વમુખે કહ્યું હતું કે: પહેલાં તેમની એવી દશા હતી કે: રોજ એક એક પૈસાના ચણા ખાઈને દિવસો નિર્ગમન કરવા પડતા હતા પરન્તુ જ્યારથી ગાયત્રી મંત્રનો જપ કરવાનું શરૂ કર્યું ત્યારથી તેઓ સર્વ પ્રકારે સુખી થયા છે. હમણાં વ્યાજ અને મકાન ભાડાંની તેમની કુલ આવક મહિને રૂા. ૧૨૫ અને ૧૫૦ સુધી છે. એ જ ગાયત્રી મંત્ર જપનો પ્રતાપ!

ઉપરોક્ત કહેલાં દ્રષ્ટાંતોથી સ્પષ્ટ ખાત્રી થાય છે કે: ગાયત્રી મંત્ર અદ્દભુત શક્તિઓનો ભંડાર છે. એના જપથી લક્ષ્મી પ્રાપ્ત થાય છે અને સર્વ મનોકામના પરિપૂર્ણ થાય છે એમાં સંદેહ નથી.

**धर्मं शनैः संचिनुयात् वाल्मीकमिव पुत्तिका ।**

ગાયત્રી મંત્ર જપનો વિલક્ષણ ચમત્કાર જોવો હોય તો ઓછામાં ઓછું એક પુરશ્ચરણ જપ કરવો જોઈએ. ચોવિશ લક્ષ મંત્ર જપ કરવાથી એક પુરશ્ચરણ થાય છે. ચોવિશ લક્ષનું નામ સાંભળતાં જ મનુષ્યોના હાથપગ થંડા થઇ જાય છે! એવા મનુષ્યોએ વિચાર કરવો જોઈએ ત્યારે જ તેમના સમજવામાં આવશે કે: એક કલાકમાં એક સહસ્ત્ર ગાયત્રીનો જપ થઇ શકે છે. જો કોઇ મનુષ્ય પ્રાતઃકાલ એક કલાક અને સાયંકાલ એક કલાક જપ કરે તો ત્રણ વર્ષ અને ચાર મહિનામાં સહજે એક પુરશ્ચરણ થઇ શકે છે. તે મનુષ્ય વિશ વર્ષ જીવિત રહે તો તે છ પુરશ્ચરણ કરી શકે છે.

જો બે કલાક ન બને તો એક કલાક જ મંત્ર જપ કરે તો પણ ૭ વર્ષ આઠ માસમાં એક પુરશ્ચરણ થઈ જાય. નિત્ય મનુષ્યના ઘણા કલાક નિરર્થક વાર્તાઓમાં અને કામોમાં વ્યતીત થઇ જાય છે, તેને બદલે આવા સત્કાર્યમાં સમયનો સદ્ ઉપયોગ કરે તો તેમનું કેટલું કલ્યાણ થાય? શું તેમને કોઇ પ્રકારનું કષ્ટ સહન કરવું પડે ખરૂં?

સ્વામી રામતીર્થજીએ કહ્યું છે કે:

“હે પરમેશ્વર! મ્હારા શત્રુઓથી મ્હારૂં રક્ષણ કરો.” એમ કહેવાને બદલે “હે પરમેશ્વર! મ્હારા મિત્રોથી મ્હને બચાવો.” એવી પ્રભુપ્રાર્થના કરતા રહો. નિત્યનું કામકાજ પૂરૂં કર્યા પછી મિત્ર-મંડળીમાં ગપ્પાં નહિ મારતાં અથવા નકામાં કામોમાં સમય વ્યતીત નહિં કરતાં વેદાન્તનો અભ્યાસ કરો તો સંસારમાં રહેવા છતાં તમે આત્માનો અનુભવ કરી શકશો. સ્નેહી અને સંબંધીઓ જ તમારો અમૂલ્ય સમય લૂંટી લે છે અને તેથી જ તમારે જીવન પર્યંત અનેક ચિન્તા અને ઉપાધિઓથી ઘેરાઈ રહેવું પડે છે.

એક સન્માનનીય સજ્જને પોતાની આત્મકથા નિવેદન કરતાં કહ્યું હતું કે:

જે સમયે તેઓ અજમેરની ઑડિટ ઑફિસમાં વિશ રૂપિયાના પગારે નોકરી કરતા હતા તે સમયે તેઓ પ્રાતઃકાલમાં ચાર વાગે ઉઠી શૌચ સ્નાનાદિથી નિવૃત્ત થઇને ઑફિસમાં જવાના સમય પર્યંત ગાયત્રીનો જપ કરતા હતા. આ પ્રમાણે બ્રહ્મચર્યનું પાલન કરીને તેમણે ચોવિશ લક્ષ ગાયત્રીનું એક પુરશ્ચરણ કર્યું હતું. એના પ્રભાવથી તેમની એટલી બધી ઉન્નતિ થઇ કે હમણાં તેઓ અજમેરમાં જ એક ઉંચી પદવી ઉપર બિરાજે છે અને તેમને મહિને પાંચસો રૂપિયાથી વધારે પગાર મળે છે! જય માતા ગાયત્રી! માતા! તમારા જપ સ્મરણનો એ જ પ્રભાવ છે! ધન્ય માતા ગાયત્રી! તમારાં સન્તાનોનું તમે જ પાલન પોષણ કરો છો અને તમે જ તેનું સંરક્ષણ કરો છો! ધન્ય માતા તમને! તમે જ અમારાં સાચાં માતા છો.

## ગાયત્રી જપથી નોકરી પ્રાપ્ત થઈ.

એટલું પણ જાણવામાં આવ્યું છે કે: અગ્નિહોત્રની સાથે થોડા પણ ગાયત્રી મંત્ર જપ કરવાથી વિશેષ ફળ પ્રાપ્ત થાય છે. ઇન્દોર સ્ટેટ પોલિસમાં પં. બદ્રીદત્ત નામક એક ગૃહસ્થ અગ્નિહોત્રના અતિ પ્રેમી હતા. તેઓ નિત્ય અગ્નિહોત્ર કરતા હતા. હોળી અને દિવાળી આદિ પર્વના દિવસોમાં હિન્દુ અને મુસલમાન સર્વની પાસેથી પૈસા એકત્ર કરતા હતા અને બધાની સાથે બેસીને અતિ આનન્દ પૂર્વક અગ્નિહોત્ર કરતા હતા.

પં. બદ્રીદત્તે એક દિવસ પોતાના પુત્રને પૂછ્યું કે: " ઉન્હાળાની રજામાં તું શું કરવા ઇચ્છે છે?"

પુત્રે ઉત્તર દીધો: " ખાવું પીવું અને ક્રિકેટ રમવી."

પં. બદ્રીદત્ત: " મ્હારી ઇચ્છા તો કંઇ બીજી જ છે."

પુત્ર: " આપની ઇચ્છા પ્રમાણે કરવા હું તૈયાર છું."

પં. બદ્રીદત્ત : "કૉલેજમાં ૪૦ દિવસની રજા છે. હું ઇચ્છું છું કે : તું ૩૦ દિવસમાં સવાલક્ષ ગાયત્રીનું એક પુરશ્ચરણ કર અને બીજા ૧૦ દિવસ ખૂબ રમત ગમતમાં વ્યતીત કર."

પુત્ર : "ઘણું સારૂં."

એમ કહી પુત્રે ત્રિશ દિવસ પર્યંત ગાયત્રી મંત્ર જપ કરીને સવાલક્ષ ગાયત્રીનું એક પુરશ્ચરણ કર્યું. થોડા દિવસ વ્યતીત થતાં જ ઇન્દોરના પ્રાઇમ મિનિષ્ટર અને પ્રિન્સિપાલે પં. બદ્રીદત્તના પુત્રને ફૉરેસ્ટ ડિપાર્ટમેંટને માટે દેહરાદૂનની સ્કૂલમાં મોકલી દીધો અને આ સમયે તે જ પુત્ર મહાશય ઇન્દોર સ્ટેટ ફૉરેસ્ટ ઓફિસમાં રેંજર ઑફિસર છે અને ઘણા સુખી થયા છે.

નોકરી અથવા કામધંધા માટે જે મનુષ્યો ઘેર ઘેર માર્યા ફરે છે તેઓ જો ઘરમાં બેસીને અગ્નિહોત્ર સહિત ગાયત્રી મંત્ર જપ કરે તો નિઃસંદેહ તેમને ઘેર બેઠાં નોકરી અથવા કામધંધો મળી જાય. પરન્તુ ગાયત્રી જપ ઉપર અપૂર્વ શ્રદ્ધા જોઇએ.

અષ્ટાંગ યોગની પેઠે જ મંત્રશાસ્ત્રનો વિષય પણ ગુરૂગમ્ય છે. ક્યા કાર્યને માટે કઈ વિધિથી કેટલા જપ કરવા જોઈએ એનો ભેદ તો ગુરૂ યથાયોગ્ય બતાવી શકે છે પરન્તુ યોગશાસ્ત્રની પેઠે જ મંત્ર-શાસ્ત્રના જ્ઞાતા સત્ પુરૂષોનો સમ્પ્રદાય આજે લુપ્ત થઈ ગયો છે. પરન્તુ મંત્રશાસ્ત્ર એ યોગશાસ્ત્રના જેવું કઠિન નથી. જો આપણે સર્વ મળીને થોડો પરિશ્રમ કરીએ તો એક અતિ ઉત્તમ અને અતિશય લાભદાયક વિદ્યાનો પુનરોદ્ધાર કરી શકીએ.

ઇન્દોર નિવાસી ડૉ. લાલજીભાઈ એક અતિ પ્રસિદ્ધ અને જૂના આર્ય સમાજિષ્ટ છે. તેમના એક પરમ સ્નેહી વૈશ્ય ગાંધીની દુકાન ચલાવતા હતા. તેઓ નિત્ય ડાકટર સાહેબને કહેતા કે મ્હેં આજે એક અથવા બે રૂપિયાના જપ કર્યા છે અને તે દિવસે તેમને તેટલો જ

લાભ થતો હતો. દિલગીરીની વાત છે કે: તે વૈશ્ય મહાશય આ સંસારમાંથી ચાલ્યા ગયા છે પરન્તુ ડાકટર સાહેબ આર્યસમાજી હોવાથી તે સમયે તેમણે પોતાના મિત્રના કથન ઉપર વિશ્વાસ રાખ્યો નહિ, તેથી તેમણે એક મહત્ત્વપૂર્ણ અનુભવનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો સુઅવસર ગુમાવ્યો. મિત્રના કથનનો સાર એ હતો કે તેઓ જેટલા વિશેષ મંત્ર જપ કરતા હતા તેટલો વિશેષ લાભ તેમને પ્રતિદિન પ્રાપ્ત થતો હતો. જે દિવસ ઓછા મંત્ર જાપ કરતા તે દિવસે ઓછો લાભ થતો હતો, પરન્તુ ડાકટર સાહેબ તે સમજ્યા નહિ તેથી મંત્ર જપનો લાભ ઉઠાવી શકયા નહિં. આ દ્રષ્ટાન્તથી સમજાય છે કે: પ્રકૃતિ દેવીનો એવો નિશ્ચિત નિયમ છે કે: કેટલા મંત્ર જપ કરવાથી કયું કામ કેટલું સિદ્ધ થાય છે પરન્તુ તે શોધી કાઢવું એ હવે આપણું કામ છે.

## વિવિધ કામનાઓ પ્રત્યે ગાયત્રી જપનો ઉપયોગ.

ઉજ્જૈનના પં. અમ્બાપ્રસાદજી તિવારી વકીલને એક સજ્જને કહ્યું હતું કે:

"મ્હને કાળી દરાજ થઇ હતી તે કોઇ પણ દવાથી મટી નહિં ત્યારે અંતે મ્હેં ગાયત્રી મંત્રનો જપ કર્યો તેથી મ્હને તદ્દન આરામ થયો."

એ જ પ્રમાણે ઈંદોરના પંડિત રક્ષપાલજીએ કહ્યું કે: એક સ્ત્રીનો પતિ તેની સાથે નિત્ય લડાઈ ટંટો કરતો હતો અને બીજી સ્ત્રીનો પુત્ર તેની આજ્ઞા પ્રમાણે વર્તતો ન હતો. કેટલાક દિવસ પર્યંત ગાયત્રી મંત્ર જપ કરેલું જળ મંત્રીને પાવાથી બન્નેનો સ્વભાવ બદલાઈ ગયો. પતિનો પત્ની ઉપર અને પુત્રનો માતા ઉપર ખૂબ પ્રેમ થયો. સર્વે આનંદથી ગૃહસ્થાશ્રમ ચલાવવા લાગ્યા.

આ પ્રકારનાં અન્ય અનેક દ્રષ્ટાન્ત છે પરન્તુ વિસ્તાર ભયથી પ્રકટ

કરવામાં આવતાં નથી. સર્વ દ્રષ્ટાન્તનો સારાંશ એ જ છે કે: તમે તમારી ભૂલથી અને બેદરકારીથી જ મહાન્ દુઃખગ્રસ્ત રહો છો. તમારી પાસે જ અખૂટ દ્રવ્ય છે, તેની તુમને ખબર નથી તેથી જ તમે દરિદ્રતાનું મહાન્ કષ્ટ ભોગવો છો. તમારી શકિતનું તમને જ્ઞાન નથી. તેથી જ આસુરી વૃત્તિવાળા ધનવાનોની તમે ખુશામદ કરીને તમારો અમૂલ્ય સમય નષ્ટ કરી રહ્યા છો. તમે તમારાં બીજાં કામો માટે જેમ વખત મેળવો છો તે જ પ્રમાણે પ્રાતઃકાળમાં બે કલાક ગાયત્રી જપમાં વ્યતીત કરો અને ઓછામાં ઓછું એક વર્ષ પર્યંત નિયમ પૂર્વક સતત્ શરૂ રાખો ત્યારે જ તમને માતા ગાયત્રીના પ્રબળ પ્રતાપ ઉપર અટલ અચલ શ્રદ્ધા ઉત્પન્ન થશે. એટલા સમયમાં તો તમારી સ્થિતિ કંઇને બદલે કંઈ થઇ જશે. સર્વ મનોકામના સિદ્ધ કરવા માટે, શરીર અને મનને બળવાન બનાવવા માટે, અને મનુષ્યજન્મ સફળ કરવા માટે ગાયત્રી મંત્ર જપ સિવાય બીજું કોઇ સબળ સાધન સંસારમાં નથી એ નિઃસંદેહ સત્ય છે. અનુભવ કરી જૂવો. તમને પણ તે સત્ય જણાશે.



# ષષ્ઠ અધ્યાય.

## મંત્ર જપ માટે નિયમો.

### એકાગ્રતાનો સમય અને સ્વરૂપ.

**મંત્ર** જપ કરતાં કરતાં જ્યારે સર્વ દિશાઓ શૂન્ય જેવી જણાવા લાગે, બાહ્ય જગત્ અને સ્થૂળ શરીરનું જ્ઞાન લોપ થવા લાગે અને કાનમાં આંગળીઓ ઘાલ્યા સિવાય કાનમાંથી અન્તર ધ્વનિ સંભળાવા લાગે ત્યારે સમજવું કે: હવે એકાગ્રતા નજીક છે અને તેમ થવાની તૈયારી છે.

એ પછી એક અત્યંત સૂક્ષ્મ આકાશ આપણી આસપાસ સર્વત્ર ફેલાયલું જણાય છે. એ આકાશની મધ્યમાં આપણને અતિશય સુખ અને અતિશય શાન્તિ જણાય છે. આપણા શરીરમાં કોઇ વ્યાધિ અથવા મનમાં કંઇ ક્લેશ કિંવા અશાન્તિ હોય છે તે સર્વ આ સ્થિતિમાં નાશ પામે છે.

એ સમયે વિચારોમાં પરમ સ્વચ્છતા અને અત્યંત નિર્મળતાનો અનુભવ થાય છે. અનેક અતિ ગૂઢ પ્રશ્નોના એ સમયે જ ઉત્તર મળી

જાય છે. અનેક સમયે અચૂક ભવિષ્યની સૂચના પણ ત્યાંજ મળી જાય છે. જે કામ માટે જપ કરવામાં આવે છે તેની સિદ્ધિનો માર્ગ પણ તેજ સ્થળે સ્પષ્ટ રીતે સમજાઈ જાય છે. અરે! સ્પષ્ટ રૂપે આપણી નજરે જોવામાં આવે છે. એ સ્થિતિમાંથી જ્યારે આપણે બહાર નીકળીએ છીએ ત્યારે પણ આનન્દની કેફ ઘણા વખત સુધી રહે છે અને સાધકને મસ્ત બનાવી દે છે. તેના શરીર, મન અને બુદ્ધિમાં અપૂર્વ બલ ઉત્પન્ન થાય છે.

એવી અવસ્થા પ્રત્યેક સ્ત્રી પુરૂષને પ્રાપ્ત થઈ શકે છે, અને પ્રત્યેક સ્ત્રી પુરૂષે તે અવસ્થા પ્રાપ્ત કરવી જ જોઈએ. કારણ કે એવી સ્થિતિએ પહોંચ્યા સિવાય મનુષ્યની બુદ્ધિ સ્થિર થતી નથી અર્થાત્ ચિત્ત વૃત્તિ એકાગ્ર થતી નથી. આપણે ઘણા મનુષ્યો કંઇક કંઇક મંત્ર જપ તો કરીએ છીએ પણ શું આપણે જે પ્રમાણે, જે વિધિ પુરઃસર કરવું જોઈએ તે પ્રમાણે કરીએ છીએ! એ વિષયનું જ્ઞાન બુદ્ધિ સ્થિર થયા સિવાય સમજી શકાતું નથી. નિત્ય સન્ધ્યા ઉપાસના અને ભજનપૂજન કરવાનું કારણ એજ છે કે; કોઇપણ પ્રકારે આપણી બુદ્ધિ સ્થિર થાય અને ચિત્તવૃત્તિ એકાગ્ર થાય. ભગવાનની ઉપાસના કરતી વખતે મનુષ્યનું મન આમ તેમ ભટકતું હજારો વિચારોમાં ગુંથાય છે તેમ થતું અટકે અને મન સ્થિર થાય. બુદ્ધિ અને મન–ચિત્ત સ્થિર થાય તો જીવનના સર્વ પ્રયત્નોમાં સફળતા પ્રાપ્ત થાય છે પરન્તુ જેની બુદ્ધિ–મન–ચિત્ત સ્થિર થતું નથી તેના સર્વ પ્રયાસો નિષ્ફળ થાય છે.

બુદ્ધિ સ્થિર અને શુદ્ધ કરવા માટે ગાયત્રી મંત્ર જપ એ સર્વોત્તમ અને સર્વોપરિ ઉપાય છે. કારણ કે એ મંત્રમાં બુદ્ધિને શુદ્ધ કરવા માટે જ પ્રાર્થના કરવામાં આવી છે. જો શ્રદ્ધા રાખીને દીર્ઘ કાલ પર્યંત, એક સરખી રીતે સતત્ મંત્ર જપ કરવામાં આવશે તો તે સાધકની ગમે તેવી મનકામના હશે તો તે અવશ્ય પૂર્ણ થઈ જશે.

## એકાગ્રતાની આવશ્યકતા.

"ૐકારજપવિધિ" નામક અમારા હવે પછી પ્રકટ થતા પુસ્તકમાં લખવામાં આવ્યું છે કે : "સમસ્ત શક્તિઓનું મુખ્ય દ્વાર એકાગ્રતા છે." જે સ્થાનમાં અને જે દેશમાં અમે સ્થૂળ શરીર દ્વારા પહોંચી શકતા નથી, જ્યાં મનઃ શક્તિ સ્તબ્ધ થઈ જાય છે, ત્યાંથી આગળ વૃદ્ધિ પમાડવા અને ત્યાં પહોંચાડવા માટે એકાગ્રતા છે. એકાગ્રતા થવાથી જ સર્વ વિષયો યથાર્થ રીતે સમજવામાં આવે છે. એકાગ્રતાની અવસ્થામાં જ અતિ ગૂઢ પ્રશ્નોના સંતોષજનક ઉત્તર પ્રાપ્ત થાય છે. એકાગ્રતાથી જ નિશ્ચયમાં દૃઢતા ઉત્પન્ન થાય છે અને એકાગ્રતા એ જ બહાર ભટકતા વિચારોને એકત્ર કરીને અંતર ( હૃદય )માં સ્થિર કરે છે. ઘણા વખત સુધી એક જ મંત્ર સતત્ જપ કરતા રહેવાથી વિચારોનું આકર્ષણ મંત્ર પ્રત્યે થઇ જાય છે અને તે પછી ધીમે ધીમે વિચારો હૃદય તરફ પાછા ફરે છે. એને જ વૃત્તિઓનું અન્તર્મુખ થવું કહે છે. બહાર ભટકતી વૃત્તિઓ એકત્ર થઈને અન્તર્મુખ થાય છે ત્યારે જ મંત્રનો પ્રભાવ–ચમત્કાર જોવા–અનુભવવામાં આવે છે. પ્રત્યેક મંત્ર જપ કરનારે ધ્યાનમાં રાખવું જોઈએ કે તેની વૃત્તિઓ અંતર્મુખ થતી જાય છે કે નહિ ? વૃત્તિઓ અન્તર્મુખ થાય છે ત્યારે સાધક સમક્ષ તેનો પરમ પ્રિય વિષય હોય છે તે એક જ વિષય અવશેષ રહે છે અને તેના પ્રત્યે જ તેનું લક્ષ્ય સ્થિર થઇ જાય છે. તેથી જ તેની મનકામના સિદ્ધ થાય છે એ ઋષિમુનીઓ અને સાધુ સંતોનો અનુભવ છે. જે જે સાધુ સંતો અને ગૃહસ્થાશ્રમી જનોએ સિદ્ધિ પ્રાપ્ત કરી હોય છે તેમણે એ પ્રમાણે જ પોતાની બાહ્ય વૃત્તિઓને એકત્ર કરી અંતરમાં આકર્ષણ કરી તેના પ્રત્યે જ લક્ષ્ય પરોવ્યું હોય છે અને તેથી જ તેઓ ત્રિકાલજ્ઞ, વચનસિદ્ધ અને ઇશ્વરસમાન બની ગયેલા જોવામાં આવે છે. વાંચક ! સજ્જન ! તમે પણ થોડો અભ્યાસ કરો. થોડો પરિશ્રમ કરો અને વૃત્તિઓને એકાગ્ર કરી ધ્યેય વિષય પ્રત્યે

મનને સંલગ્ન કરો. જૂવો તો ખરા ! તમને કેવો આનન્દ, કેવી સિદ્ધિ અને કેવું ઈશ્વરત્ત્વ પ્રાપ્ત થાય છે ? શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું છે કે : "અભ્યાસ કર, અભ્યાસ કરવાથી જ સર્વ કાર્ય સિદ્ધ થશે. એમ કંટાળી જવાથી કે ભય પામવાથી કંઇ કાર્ય સિદ્ધ થશે નહિ, ઉઠ, જાગૃત થા. શ્રીકૃષ્ણ ભગવાનનું એ બોધવચન પ્રત્યેક વાંચક બંધુએ સ્મરણમાં રાખવું જોઇએ અને થોડું કષ્ટ ઉઠાવી અભ્યાસ પણ કરવો જોઈએ.

## જપ વિધિ.

"હિન્દી બંગવાસી" પત્રના સહકારી સમ્પાદક પં. લોકનાથજી દ્વિવેદીએ લખ્યું છે કે :

"મંત્ર જપની ઇચ્છા રાખનાર મનુષ્યે રાત્રિએ બ્રાહ્મ મુહુર્તમાં ચાર વાગે પ્રાતઃકાલમાં જાગ્રત થવું જોઇએ. જો એટલું વ્હેલું ન જાગ્રત થવાય તો સૂર્યોદય પૂર્વે તો અવશ્ય શય્યાનો ત્યાગ કરવો જોઇએ, પછી શૌચ સ્નાનાદિથી નિવૃત્ત થઈ સન્ધ્યાવંદન કરી લેવું જોઈએ. એ કાર્ય અને મંત્ર જપ કોઈ એકાંત, રમણીય, અને સુગંધપૂર્ણ સ્થાનમાં થવું આવશ્યક છે. તે જળાશયનો કિનારો, બાગ બગિચા કે પર્વત સ્થાનમાં હોય તો ઘણું જ સારૂં. માળા વડે જપ કરવો સૌથી શ્રેષ્ઠ છે. જો તે ન હોય તો ઘડિઆળમાં જોઈને નિશ્ચિત સમયાનુસાર પણ જપ કરી શકાય છે."

મંત્ર જપમાં અદ્ભુત શક્તિ છે એમાં શંકા નથી. એના પ્રભાવથી અસમ્ભવિત કાર્યો સમ્ભવિત થાય છે. પરન્તુ એવી શક્તિ અને સિદ્ધિ આજકાલ જોવામાં આવતી નથી. એનું કારણ એ છે કે જપ કરનાર મનુષ્યોમાં શ્રદ્ધા અને પ્રેમનો અભાવ છે, તેમજ જપની વિધિની અજ્ઞાનતા છે. મંત્ર જપ કરનારને સિદ્ધિ જોઈએ છે, અદ્ભુત પ્રતાપ અને ઈચ્છિત ફળ જોઇએ છે. પરન્તુ આજકાલ તો મંત્ર જપ

કરનાર મનુષ્ય ઘરના એકાદ ઓરડામાં બેસી પૂજા સેવા અને મંત્ર જપ કરતો હોય છે, તેની નજીકમાં જ સ્ત્રી પુત્રાદિકનો કોલાહલ મચી રહ્યો હોય છે, વળી એ સમયે કોઇ મિત્ર કે વ્યાપારી આવી પહોંચે તો તેની સાથે વાર્તાલાપ પણ થતો હોય છે! હાથમાં માળા વડે જપ કરતાં કરતાં મનમાં સ્ત્રીપુત્રાદિક કિંવા નોકરી ધંધાના અથવા કોર્ટ દરબારના હજારો વિચારો તેના મનમાં ઘોળાતા હોય છે અને તે વિચારોની ઉથલપાથલમાં જ તેના મંત્ર જપ કે સેવા પૂજા પૂરાં થઇ જાય છે! આવી સેવા પૂજા કે મંત્ર જપ કરનારને કેવા પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત થાય અને તેના મનવાંચ્છિત કાર્યોમાં કેવી સફળતા પ્રાપ્ત થાય તે તો વાંચક પોતે જ સમજી શકે એમ છે! કહેવાનું તાત્પર્ય એજ છે કે: એ પ્રમાણે મંત્ર જપ કરવાથી ઇચ્છિત લાભ થતો નથી. તેને માટે તો એકાંત સ્થળ, એકાગ્ર વૃત્તિ અને મંત્રના ઇષ્ટદેવતા પ્રત્યે લક્ષ્યની સ્થિરતા. એ પ્રમાણે ત્રિવેણી સંગમ થાય ત્યારે જ તેનું સફળ પ્રાપ્ત થાય છે.

એ ઉપરાંત મંત્ર જપની વિધિ બરાબર સમજ્યા સિવાય જે મંત્ર જપ શરૂ કરવામાં આવે છે તેનાથી ઇચ્છિત ફળની પ્રાપ્તિ થતી નથી. એવાં મનુષ્યો સત્વર અભિપ્રાય આપે છે કે: મંત્ર જૂઠા અથવા વ્યર્થ છે, પરન્તુ વાસ્તવિક જોતાં મંત્રમાં અદ્‌ભુત શક્તિ હોય છે. તેને જે કાંઈ વિપરીત પરિણામ જણાય છે તે સાધકની અયોગ્યતાનું પરિણામ છે.

અમોઘ શક્તિઓથી પરિપૂર્ણ મંત્રોમાં ગાયત્રી મંત્રનું સ્થાન સર્વોચ્ચ છે. એની અમોઘ ચિકિત્સાથી આશ્ચર્યાન્વિત થઇને જ આપણા ઋષિ મુનિઓએ એને “મંત્રરાજ” કહીને એના પ્રત્યે પોતાની અટલ ભક્તિ અને શ્રદ્ધા પ્રકટ કરી છે, પરંતુ નિયમિત રૂપે, વિધિ પ્રમાણે એનો જપ કરવાથી જ એ મંત્રનો ચમત્કાર જોવામાં આવે છે.

ગાયત્રી મંત્રનો જપ કરનાર સજ્જને સૌથી પહેલાં તેનો ઉચ્ચાર

અને અર્થ સારી રીતે સમજી લેવા જોઈએ. જે મનુષ્યો ઉચ્ચાર અને અર્થ સમજ્યા સિવાય મંત્ર જપ શરૂ કરે છે તેને શીઘ્ર સફળતા પ્રાપ્ત થતી નથી. કારણ કે આરાધ્ય દેવતાને સ્પષ્ટ શબ્દોદ્વારા અને તેની શક્તિનું જ્ઞાન પ્રાપ્ત કર્યા સિવાય બોલાવવામાં આવે તો શીઘ્ર પ્રતિ ઉત્તરની આશા રહેતી નથી. સ્પષ્ટ ઉચ્ચાર નહિ થવાથી વખતે અર્થનો અનર્થ થવાનો સંભવ છે. મંત્રરાજ ગાયત્રી અર્થ સહિત હવે પછીનાં પૃષ્ઠોમાં પ્રગટ કર્યો છે. વાંચકો તે સારી રીતે સમજી લ્યે અને એટલું પણ યાદ રાખે કે " **वरेण्यम्** " નો ઉચ્ચાર " **वरेणियम्** " પણ થાય છે.

### જપ કરનાર સજ્જનોએ વિશેષ ધ્યાન આપવા યોગ્ય.

**मनः संहृत्य विषयान् मन्त्रार्थ गत मानसः ।**
**न द्रुतं न विलम्बं च जपेत्मौक्तिक पंक्तिवत ॥**

અર્થાત્: " મંત્ર જપ કરતી વખતે સર્વ ઇન્દ્રિયોને અન્ય વિષયોમાંથી દૂર કરીને (મંત્રના) અર્થનું ચિન્તન કરવું. ઘણું જલદી નહિં અને ઘણું ધીમે ધીમે નહિં પણ જેમ મોતીની માળા પરોવતાં તેના દાણાની ગણત્રી કરીએ છીએ, તેજ પ્રમાણે પ્રત્યેક મંત્રાક્ષરનો શુદ્ધ ઉચ્ચાર કરતાં કરતાં જપ કરવો જોઈએ.

### ધ્યાનમાં રાખવા જેવો બીજો વિષય.

**" जप संख्यातु कर्तव्या नासंख्यातं जपेत सुधीः ।**

અર્થાત્: " નિયમિતરૂપે નિયમિત સંખ્યાપૂર્વક જપ કરવો જોઈએ. કોઇ દિવસ બે હજાર, કોઈ દિવસ ચાર હજાર અને કોઇ દિવસ પાંચ હજાર અને કોઇ દિવસ એકપણ મંત્ર જપ થાય નહિં, એ પ્રમાણે કરવું ન જોઇએ. પ્રતિદિન જેટલા જપ કરવામાં આવે તેની ગણત્રી બુદ્ધિમાન પુરૂષોએ રાખવી જોઇએ.

જપ સંખ્યાની ગણત્રી રાખવાથી પ્રથમ તો તેના દશાંશનું જ્ઞાન થાય એજ લાભ છે. કારણકે જપનો દશાંશ હોમ કરવાની આવશ્યકતા છે. હોમ ન કરવો હોય તો પુનઃ તેટલો જ મંત્ર જપ કરવો જોઇએ. બીજો લાભ એ છે કે : એની ગણત્રીથી મનનો ઉત્સાહ વૃદ્ધિ પામે છે. ત્રીજો લાભ એ છે કે : કેટલા જપ કર્યા પછી કેવો અનુભવ થયો. શરીર અને મનમાં કેવો ફેરફાર થાય છે તે જણાઇ આવે છે. એ પ્રમાણે બીજા પણ અનેક લાભ છે. તેથી જ જપની સંખ્યા અવશ્ય રાખવી જોઈએ.

## ત્રીજો વિષય.

સૌથી અધિક મહત્વપૂર્ણ અને અત્યંત આવશ્યક એ છે કે જપ કરતી વખતે મનુષ્યે પોતાના વિચારો અતિ શુદ્ધ રાખવા જોઇએ. જેમ જલ અને મૃત્તિકા આદિ વસ્તુઓ વડે શરીરની શુદ્ધિ થાય છે તેજ પ્રમાણે ઉત્તમ અને ઉત્સાહપ્રદ વિચારો દ્વારા મનની શુદ્ધિ કરવી જોઇએ.

અર્થાત્ : જે દિવસ અને જે સમયથી મંત્ર જપનો આરંભ કરવામાં આવે તે સમયથી પોતાના મનમાં પ્રસન્નતા ઉત્પન્ન કરવી જોઈએ. મનમાંથી પ્રત્યેક ચિન્તાઓનો સમૂલ નાશ કરવો જોઇએ. સાધક મનમાં એવો દ્રઢ વિશ્વાસ રાખવો જોઇએ કે : જે દિવસથી મેં ગાયત્રી પુરશ્ચરણનો આરંભ કર્યો છે તે દિવસથી જ મ્હારા ભાગ્યનું ચક્ર ફરવા લાગ્યું છે. એ દિવસથી જ મ્હને સર્વ પ્રકારનો આનન્દ આનન્દ જ પ્રાપ્ત થશે. કારણકે : હું વેદમાતા ગાયત્રીના શરણમાં અને તેમના ખોળામાં જ બેઠો છું. તેજ મ્હારૂં રક્ષણ કરી રહી છે, ગાયત્રી મંત્રથી વિશેષ શ્રેષ્ઠ બીજો કોઈ મંત્ર જ નથી. એ મંત્રમાં અપાર શક્તિ છે. ગાયત્રી એ સાક્ષાત્ જગદંબા દેવી જ છે. તે હવે ક્ષણે ક્ષણે મ્હારું કલ્યાણ કરી રહી છે. હવે મ્હને કોઈ પ્રકારનો ભય કે ચિન્તા નથી. મ્હારી સર્વ ચિન્તાઓ તે શ્રી જગદંબાએ હરણ કરી લીધી છે. હવે હું સર્વ પ્રકારે સુખી છું. જો એ મંત્રનો પ્રતાપ

અસત્ય હોય તો વેદને પણ અસત્ય માનવા પડે. તેમજ વેદના રચયિતા ઇશ્વર પણ અસત્ય થઇ જાય. ગમે તો સૂર્ય પશ્ચિમમાં ઉદય પામે પરન્તુ ગાયત્રીનો પ્રતાપ અને પ્રભાવ કદી પણ અસત્ય નથી. એ મંત્ર જપથી મ્હને આનન્દ થશે. અવશ્ય આનન્દ થશે. પરમાત્મા આનન્દ સ્વરૂપ છે. ગાયત્રી માતા તો આનન્દનો સમુદ્ર છે. તેનો જપ કરનાર ઉપર તે આનન્દની વૃષ્ટિ કરે છે. મ્હારા ઉપર આનન્દની વૃષ્ટિ શરૂ થઈ ગઈ છે. હવે મ્હારે અતિશય પ્રેમથી, અતિ સાવચેતીથી અને અતિ આદરસહિત માત્ર મંત્ર જપ કરતાં રહેવાની આવશ્યકતા છે."

એ વિચારોને મ્હોટા મ્હોટા અક્ષરે લખીને ઓરડામાં મુકવા જોઈએ અને જપ કરતાં પહેલાં, જપ કરતાં વચમાં વચમાં અને જપ કર્યા પછી તેમજ દિવસ અને રાત્રિએ જ્યારે અવકાશ મળે ત્યારે એજ વિચારો વાંચી તેનું નિત્ય સ્મરણ કરવું જોઇએ.

આ પ્રમાણે શરીર અને મનની પવિત્રતાની સાથે જે મંત્ર જપ કરવામાં આવે છે તે શીઘ્ર સુખ, શાંતિ અને સિદ્ધિદાયક થાય છે.

જપ શરૂ કરતાં પહેલાં નેત્રો બંધ કરીને નીચે લખેલા મંત્રના અર્થ પ્રત્યે વિચાર કરતાં કરતાં એનો પાઠ કરવો જોઇએ.

**ओरुम् द्यौः शान्तिः अन्तरिक्ष २ शान्तिः**
**पृथिवी शान्तिः आपः शान्तिः**
**औषधयः शान्तिः वनस्यतय शान्तिः**
**विश्वे देवाः शान्तिः ब्रह्म शान्तिः**
**सर्वं ॐ शान्तिः शान्ति रेव**
**शान्तिः सामा शान्ति रेधि ।**

એનો અર્થ એ છે કે :
આકાશ શાન્ત છે.
આકાશ અને પૃથિવીનો મધ્ય ભાગ શાન્ત છે.
પૃથ્વી શાન્ત છે.

જલ શાન્ત છે.
ઔષધિયો શાન્ત છે.
વનસ્પતિઓ શાન્ત છે.
સર્વદેવતા શાન્ત છે.
બ્રહ્મ શાન્ત છે.
શાન્તિઃ શાન્ત છે.
એ શાન્તિ મ્હને પ્રાપ્ત થાઓ.

એ મંત્ર ભણ્યા પછી બે એક મિનિટ પર્યંત શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ એ શબ્દનો જપ કરો. જ્યારે તમારૂં મન તદ્દન શાન્ત થાય ત્યારે જાણે પ્રાતઃકાલનો સૂર્ય જોતા હો તે પ્રમાણે સૂર્યના પ્રકાશ પ્રત્યે અંતર દ્રષ્ટિ સ્થિર કરીને ગાયત્રીનો જપ શરૂ કરો. જો ત્યાં દ્રષ્ટિ સ્થિર ન થાય તો વારંવાર દ્રષ્ટિને ત્યાંજ સ્થિર કરો અને એ જ પ્રકાશ જોવાનું શરૂ કરો.

જો તમે એ પ્રકાશ પ્રત્યે ધ્યાન સ્થિર કર્યા સિવાય માત્ર "હું સવિતા દેવના સર્વોત્તમ તેજનું ધ્યાન કરૂં છું." એટલું જ કહેશો અને ધ્યાન નહિં કરો તો અપૂર્ણ જપ કહેવાશે. મંત્રનો જેવો અર્થ છે તેવું જ તેનું ધ્યાન કરવું જોઈએ, અને ધ્યાન કરતાં કરતાં મંત્ર જપ કરવો જોઈએ.

આ પ્રમાણે અભ્યાસ કરવાથી પ્રથમ દિવસથી જ વિલક્ષણતાનો અનુભવ થાય છે. જો યથાવિધિ જપ કરવામાં આવશે તો થોડા સમયમાં જ એકાગ્રતા થઇ જશે. મુખ ઉપર મંત્ર જપનું તેજ (જેને બ્રહ્મ તેજ કહેવામાં આવે છે તે) પ્રકાશિત થવા લાગે છે. તે પછી ભવિષ્યમાં કેવા કેવા અનુભવ થાય છે તે તો જપ કરનાર સજ્જન જ સમજી શકે છે.

## લક્ષ્મી પ્રાપ્તિને માટે અનુભવસિદ્ધ પ્રયોગ.

લક્ષ્મી પ્રાપ્તિની કામના નહિં હોય તો પણ ગાયત્રી મંત્રના

જપથી દ્રવ્યની પ્રાપ્તિ અવશ્ય થાય છે એવો સર્વ જપ કરનારનો અનુભવ છે. પરન્તુ જે સજ્જનો લક્ષ્મી પ્રાપ્તિ માટે જ જપ કરવા ઇચ્છતા હોય તેમણે નીચે લખેલા બે વિષયો પ્રત્યે અવશ્ય ધ્યાન આપવું જોઈએ. એમ કરવાથી અતિ શીઘ્ર ફળ સિદ્ધ થાય છે.

## (૧) અગ્નિહોત્ર. (૨) દાન.

મજુસરવાળા સિદ્ધ યોગી શ્રી મુકુરામજી મહારાજ કહેતા હતા કે : ઋષિઓના આશ્રમમાં કામધેનુનો નિવાસ હતો. તેની કૃપાથી તેમને સર્વ ઇચ્છિત વસ્તુઓ પ્રાપ્ત થતી હતી. એનો અર્થ એવો નથી કે તેમના આશ્રમમાં એકાદ ગાયને બાંધી રાખવામાં આવતી હતી, અને તેના સ્તન દોહવાથી દાળ, ભાત અને સર્વ પકવાન્નો પ્રાપ્ત થતાં હતાં.

ગાયત્રી—માતાનું નામ જ કામધેનુ છે. ઋષિઓ જપ કરીને ગાયત્રી માતાને પ્રસન્ન કરતા હતા અને એજ ગાયત્રી માતાની કૃપાથી ઋષિ-મુનિઓને જે સમયે જે વસ્તુની ઇચ્છા થતી અને આવશ્યકતા જણાતી તે સર્વ પરિપૂર્ણ થતી અને તે વસ્તુઓ પ્રાપ્ત થતી.

ગાયત્રી માતા એજ કામધેનુ છે. જેમ ગાયને જેટલું ઉત્તમ ભોજન આપવામાં આવે છે. તેટલું અધિક શ્રેષ્ઠ દૂધ તે આપે છે. અગ્નિ હોત્ર એ ગાયત્રી રૂપ કામધેનુનું શ્રેષ્ઠ ભોજન છે. અગ્નિ હોત્ર સિવાય માત્ર જપ કરવાથી મન કામનાની સિદ્ધિની શીઘ્ર આશા રાખવી એ જેમ ચારો ચરાવ્યા સિવાય ગાયમાંથી દૂધની આશા રાખવી એ બરાબર છે.

જેટલો અધિક અગ્નિ હોત્ર કરવામાં આવશે તેટલું અધિક ધન પ્રાપ્ત થશે. એક સજ્જન ગૃહસ્થ પુષ્કળ સામગ્રી તૈયાર કરે છે. શ્રાવણી પૂર્ણિમાને દિવસે મણ દોઢ મણ સામગ્રીનો હવન કરે છે અને બીજી જે કાંઈ હવન—સામગ્રી વધે છે તે આખું સમસ્ત વર્ષ પર્યંત હોમ હવનમાં વાપરે છે. એના પ્રતાપથી એમને એટલી બધી લક્ષ્મીની

પ્રાપ્તિ થાય છે કે: તેની વ્યવસ્થા કરવા પણ તે સજ્જન શક્તિમાન નથી. વળી બીજા પણ કેટલાક સજ્જનો અગ્નિહોત્ર સહિત ગાયત્રી જપ કરવાથી લક્ષાધિપતિ થઇ ગયા છે. એ સર્વનો સારાંશ એ જ છે કે: શીઘ્ર ધનપ્રાપ્તિ કરાવનાર ગાયત્રી મંત્ર અને અગ્નિ હોત્ર સિવાય બીજો કોઇ અનુભવ સિદ્ધ પ્રયોગ નથી.

પરન્તુ ગુજરાતના અનેક બ્રાહ્મણો અને ક્ષત્રિયો–વૈશ્યો ગાયત્રી મંત્ર જપને જેમ ભૂલી ગયા છે તેજ પ્રમાણે અગ્નિહોત્ર અને હોમ હવનને પણ ભૂલી ગયા છે! તેને પરિણામે તેમની દુરાવસ્થા જોવામાં આવે છે. જો હજી પણ તેઓ ઉપરોક્ત બન્ને કાર્યો પ્રત્યે લક્ષ્ય રાખી તેનું અનુષ્ઠાન કરશે તો તેમનું અવશ્ય કલ્યાણ થશે.

## અગ્નિહોત્રની વિધિ.

અગ્નિહોત્રની સાધારણ વિધિ એવી છે કે: ઘી, સાકર, જવ, તલ, બદામ, દ્રાક્ષ, પિસ્તાં, ચિરોંજી, ખારેક, કોપરૂં, કપૂર, કેશર, સુખડ, ઇલાયચી, કપૂર કાચલી, નાગરમોથ, પાંદડી, બાલછડ, ઘી, ગુગળ આદિ મધુર, સુગંધિત અને પૌષ્ટિક પદાર્થો એકત્ર કરીને (અને તેમ ન બની શકે તો માત્ર ઘી વડે) હવન મંત્ર યાદ હોય તો તેનાથી અથવા કેવળ ગાયત્રી મંત્રથી અગ્નિમાં "સ્વાહા" બોલીને આહુતિ આપવી.

પ્રત્યેક મંત્ર સહિત આહુતિ આપતી વખતે જપ કરવો અતિ ઉત્તમ અને શીઘ્ર ફલદાયક થાય છે.

દશ માળા મંત્ર જપ કર્યા પછી એક માળા મંત્રોની આહુતિ આપવી અને જપ કરતાં જવું ઉત્તમ અને શીઘ્ર ફલદાયક થાય છે.

યથાશક્તિ હવન સહિત નિત્ય અગિયાર માળા ગાયત્રી મંત્રનો જપ કરનાર મનુષ્ય કદી પણ દીન–ગરીબ રહેતો નથી. અન્ન, વસ્ત્ર,

અને તેને અન્ય આવશ્યકતાઓને માટે કોઇની પાસે ભિક્ષા માંગવી પડતી નથી. એવો અનેક જપ કરનાર મનુષ્યોનો પાકો અનુભવ છે.

## દાન.

દાન કરવામાં મહાન્ શક્તિ છે. દાન કરનારને ઘેર કદી ચોરી થતી નથી. આગ લાગતી નથી, તેનું ધન નષ્ટ થતું નથી, સિંહ, સર્પ, શત્રુ અને રાજા દ્વારા તેને કદી ભય થતો નથી. તેની દરિદ્રતાનો નાશ થાય છે. એ માટે પ્રત્યેક મનુષ્યે હંમેશાં યથાશક્તિ દાન કરવું જોઇએ.

અધિક દાન કરવાની જેનામાં શક્તિ ન હોય તેણે શેર–બશેર જુવાર બાજરી ઘરમાં લાવી રાખવાં અને તેમાંથી એક બે મુઠ્ઠી જ્યાં પક્ષીઓ બેસતાં હોય ત્યાં નાંખવું જોઇએ. ગાયોને ઘાસ ખવડાવી અથવા લોટની ગોળીઓ બનાવીને નદી કે તળાવમાં માછલાંને ખવડાવવી, કીડીઓનાં દર હોય ત્યાં લોટ વગેરે નાંખવું. એમાંથી જે બને તે કરવું એ પણ એક પ્રકારનું દાન જ છે.

એનાથી વિશેષ જેનાથી બની શકે તેણે ગુરૂકુલ, ઋષિકુલ, કુષ્ઠાશ્રમ, અનાથાશ્રમ, બ્રહ્મચર્યાશ્રમ, ઔષધાલય, ગૌશાળા આદિ પરોપકારી સંસ્થાઓમાં યથાશક્તિ દ્રવ્ય સહાયતા કરવી. તે ઉપરાંત દુઃખી, દરિદ્રી, વ્યાધિગ્રસ્ત, ગરીબ કંગાલોને દાન કરવું એ પણ શ્રેષ્ઠ દાન છે. વિદ્યાર્થીઓને પુસ્તકો, વસ્ત્ર, અને અન્ન વગેરે દાન કરવું ઉત્તમ છે.

એ પ્રમાણે દાન અને અગ્નિ હોત્ર સહિત જે ગાયત્રી મંત્ર જપ કરવામાં આવે છે તે તત્કાળ ફળદાયક થાય છે. એક બે મહિનામાં જ તેનું ફળ પ્રત્યક્ષ જણાય છે. આ પ્રયોગ અનુભવ સિદ્ધ છે. વાંચકો પણ એ પ્રયોગ સિદ્ધ કરીને મનકામના પૂર્ણ કરે એવી પ્રાર્થના છે.

**"એક સાધે સબ સધે, સબ સાધે સબ જાય."**

આજકાલના મનુષ્યોની એવી સ્થિતિ છે કે: કેટલાક મનુષ્યો થોડુંક પૂજન કરે છે, પછી થોડોક પાઠ કરે છે, થોડોક જપ કરે છે અને તેજ સમયે જો કોઇ આવી પહોંચે છે તો તેની સાથે થોડી વાતચિત પણ કરે છે. તેનું પરિણામ એ થાય છે કે: તેને કાંઈ પણ સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. પૂજન કરતા હો તો શ્રીમદ્ વલ્લભાચાર્યજીની પેઠે એકચિત્ત થઇને કરો. પાઠ કરતા હો તો (**प्रेम्णापठन् भागवतं शनैः शनैः**) શુકદેવજી જેવા બની જાઓ, અને જપ કરતા હો તો તેમાં એકરસ થઈ જાઓ. કોઇ પણ એક કામ એકાગ્ર ચિત્તથી કરો તેથી જ સિદ્ધિ પ્રાપ્ત થશે અને તેમ કરવાથી જ પોતાનું અને અન્યનું કલ્યાણ (ઉપકાર) થશે. ભજન, પૂજન, જપ આદિ સર્વ કાર્યોમાં શાન્તચિત્ત અને એકાગ્રતાની આવશ્યકતા છે.

ન્યુઝીલેન્ડ દેશમાં રતાના નામક એક મહાત્માએ અરાડ મહિનામાં ચાર હજાર આઠસો બાવિશ રોગીઓને રોગમુક્ત કર્યા હતા. તેમાં અનેક મનુષ્યો લંગડા હતા તેમને પહાડો ઉપર ચઢવાની, મુંગા હતા તેમને બોલવાની, બહેરા હતા તેમને સાંભળવાની, અને અનેક જન્મથી અંધ હતા તેમને તેમણે જોવાની ચકિત અર્પણ કરી હતી. ધન્ય એ મહાપુરૂષની અલૌકિક શકિતને ! વાંચક ! તમે પણ મંત્ર જપ રૂપ અલૌકિક શકિત પ્રાપ્ત કરી એવાં જ પરોપકારનાં કાર્ય કરી શકશો પરંતુ તે કયારે? શાન્ત ચિત્તે, એકાગ્ર વૃત્તિથી અને વિધિપૂર્વક મંત્ર જપ થશે ત્યારે!

થિયોસોફીના પ્રસિદ્ધ મહાત્મા લેડબીટર સાહબે પ્રકૃતિદેવીનાં અનેક સૂક્ષ્મ રહસ્ય અને સૂક્ષ્મ પરલોકની શોધ કરી છે. ત્યાંની રચના, રહેણી કરણી અને મૃત્યુ પછી થતી દશાઓનો સમાધિદ્વાર અનુભવ કરીને અને કેટલાક પ્રતિષ્ઠિત મનુષ્યોની ખાત્રી સાથે વિસ્તૃત વિવેચનપૂર્ણ અનેક ગ્રન્થો લખ્યા છે.

અમેરિકામાં મિસીસ એડી બેકરની ક્રિશ્ચિયન સોસાયટીના પાંચ હજાર સભાસદોએ ચાલીશ લાખ રોગિયોની ચિકિત્સા કરી છે. મ્હોટા મ્હોટા ડાકટરોએ અને સિવિલ સર્જનોએ જે રોગિયોને અસાધ્ય જણાવ્યા હતા અને જેઓ નિરાશ થયા હતા એવા મૃત્યુને આધિન થવાની તૈયારીવાળાને એ સભાના સભાસદોએ અધ્યાત્મ શકિત દ્વારા બચાવ્યા છે.

એ પ્રમાણે પાશ્ચાત્ય દેશોમાં મ્હોટી મ્હોટી સંસ્થાઓ અને મ્હોટા મ્હોટા વિદ્વાન્ સ્ત્રી-પુરૂષ અધ્યાત્મ વિદ્યાની શોધ કરી રહ્યા છે અને પોતપોતાની અદ્‌ભુત અને અમૂલ્ય શોધ દ્વારા સંસારને લાભ પહોંચાડે છે.

કોઈએ સ્નાન ચિકિત્સા ( Hydropathy ) અર્થાત્ અમુક પદ્ધતિએ સ્નાન કરવાથી જ રોગોને દૂર કરવા, કોઇએ ( cromo-patpy )નો શોધ કર્યો છે. તે દ્વારા ભિન્ન ભિન્ન રંગના સીસામાં સુર્યનાં કિરણો દ્વારા જળ તૈયાર કરીને તેનાથી સર્વ રોગોને દૂર કરે છે. કોઈએ વિદ્યુત્ ચિકિત્સાનો શોધ કર્યો છે. અર્થાત્ વિજળીનાં કિરણ દ્વારા સર્વ રોગને દૂર કરવા અને કોઈએ ઉપવાસ-ચિકિત્સા, કોઈએ વ્યાયામ ચિકિત્સા, કોઈએ સૂર્યકિરણ ચિકિત્સા, કોઈએ દુગ્ધચિકિત્સા, કોઇએ માનસિક ચિકિત્સા અર્થાત્ મેસ્મેરિઝમ, હિપ્નોટિઝમ, મેન્ટલ-હીલિંગ, ડિવાઇનહીલિંગ આદિ અનેક પ્રકારની ચિકિત્સા શોધી કાઢી છે.

અધ્યાત્મ વિદ્યાનો અભ્યાસ શરૂ કરવાથી ઉપરોક્ત શક્તિઓ એની મેળે જ પ્રાપ્ત થાય છે. સમસ્ત શક્તિયોનો ભંડાર અધ્યાત્મ વિદ્યામાં જ છે. અધ્યાત્મ વિદ્યામાં પ્રવેશ કરવાથી જ પ્રાચીન ઋષિ મુનિઓએ અસંખ્ય જન સમાજ હિતકર નિયમોનો શોધ કર્યો છે. એવો કોઈ પણ વ્યાધિ નથી કે જેની ઔષધિ ન હોય. એવો કોઇ

ક્લેશ નથી કે જેનો ઉપાય ન હોય. તમારી જે કાંઇ ઇચ્છા હોય તે અધ્યાત્મ વિદ્યામાંથી પ્રાપ્ત કરી શકાશે. બહાર સ્થૂલ વસ્તુઓમાં ભટકવું નિરર્થક છે. અરે! તે સર્વ વ્યર્થ છે! બહાર ભટકવાથી કાંઇ પ્રાપ્ત થતું નથી. એમ ભટકવાથી સમય અને શક્તિ એ બન્ને વ્યર્થ બની જાય છે. જે જોઇએ તે તમારા આત્મામાં શોધો. અવશ્ય પ્રાપ્ત થશે.

અધ્યાત્મ વિદ્યામાં પ્રવેશ કરવાના ત્રણ માર્ગ છે. (૧) યજ્ઞ, (૨) દાન અને (૩) જપ. યજ્ઞથી દાન અને દાનથી જપ બળવાન છે. સ્થૂલ જગત્માં હજાર મનુષ્યો જે કામ કરી શકતાં નથી તે કામ સૂક્ષ્મ જગત્માં તે જ કામ એક મનુષ્ય એકલો જ કરી શકે છે. જે કામ હજારો રૂપિયાના ખર્ચથી થઇ શકતું નથી તે જ કામ એક પાઇના પણ ખર્ચ કર્યા સિવાય માત્ર મંત્ર જપ કરવાથી થઇ શકે છે.

જે સમયે તમારા સર્વ પ્રયત્ન નિષ્ફળ થઈ જાય અને સફળતાનો કોઇ માર્ગ દ્રષ્ટિએ જણાતો ન હોય તે સમયે એકાન્ત ઓરડામાં બેસીને ચુપચુપ ઇષ્ટમંત્રનો જપ કરવો જોઇએ. તેમ કરવાથી પરમાત્મા તમારી સર્વ મનોકામના પરિપૂર્ણ કરશે એમાં સન્દેહ નથી. એક વખત અનુભવ કરી જૂવો, એટલે તમારી ખાત્રી થશે.

તમારૂં ચિત્ત એકાગ્ર થાય છે કે નહિં અને મન મંત્ર જપમાં ચોંટે છે કે નહિં એ બાબતની કાંઈ પણ ચિન્તા ન કરો. માત્ર એક જ કામ કરો. જેટલા બને તેટલા વધારે મંત્ર જપ કરો. સતત્ મંત્ર જપ કરવાથી આપોઆપ ચિત્ત એકાગ્ર થઇ જશે અને મન મંત્ર જપમાં ચોંટી જશે. તમારી સર્વ મનોકામનાઓ પરિપૂર્ણ થશે એમાં જરા પણ સન્દેહ નથી. અનેક સંત મહાત્માઓ અને અનેક ગૃહસ્થાશ્રમી જનોનો એવો જ અનુભવ છે. તેમની મનકામના પરિપૂર્ણ થઇ છે. તમે શા માટે એક વખત એવો અનુભવ લઇ શકતા નથી? અરે! સુજ્ઞ બંધુઓ! ભલે તમારા ઉપર દુ:ખના ડુંગરો ઉલટયા હોય, ભલે

તમારા હજારો શત્રુઓ થયા હોય, ભલે તમારી પાસે એક પાઈ પણુ ન હોય અને ભલે તમને કોઈની સહાયતા ન હોય, એવે સમયે ઇષ્ટ-દેવના મંત્ર જાપ કરો. થોડા સમયમાં જ તમારી સ્થીતિ સુધરી જશે. તમે અજય્ય થઈ જશો અને તમારા ઇષ્ટદેવ પ્રસન્ન થઈ તમારી મન કામના પૂર્ણ કરશે. એ ખાત્રી રાખશો.



# સપ્તમ અધ્યાય

## વૈદિક ગાયત્રી મંત્ર રહસ્ય.

**બંગાલામાં** નવદ્વીપ અન્તર્ગત ગંગાકિનારે માધાઇપુર નામક ગ્રામમાં શ્રી ગાયત્રીધામ સુપ્રસિદ્ધ છે. ત્યાં યોગેશ્વર શ્રી યોગપ્રકાશ બ્રહ્મચારીનો નિવાસ છે. તેઓશ્રીએ બંગાલી ભાષામાં "સચિત્ર સાધન વિજ્ઞાન" નામક એક અનુભવસિદ્ધ સચિત્ર યોગનો ગ્રંથ લખ્યો છે. તે ગ્રંથના અંત વિભાગમાં સપ્ત વ્યાહૃતિ અને જપ ગાયત્રીનો વિષય ગૂઢ અભ્યાસપૂર્વક લખ્યો છે. તેમાંથી "વૈદિક ગાયત્રી" સંબંધીનો લેખ અતિ અગત્યનો હોવાથી અત્રે તેનું ભાષાંતર પ્રકટ કરવામાં આવે છે.

### ગાયત્રી મંત્ર.

**ॐ भुर्भुव स्वः ॐ तत् सवितुर्व्वरेण्यं, भर्गो देवस्य धीमहि। धियो यो नः प्रचोदयात् ॐ॥**

અર્થાત્ઃ "સપ્ત લોકના પ્રસવ કર્તા, દેવતાઓના પણ પૂજનીય, પરમ બ્રહ્મવાચક પ્રણવાકારમાં (સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયકારિણી શક્તિના અભિન્ન આધાર સ્વરૂપે પ્રતિ જીવદેહમાં અવસ્થિત અને સૂર્ય મંડલ મધ્યનાં તેજની પ્રાણભૂત) દિવ્ય જ્યોતિનું અમે ધ્યાન કરીએ છીએ. એ જ્યોતિ સન્વિત રૂપે આપણી બુદ્ધિને ધર્માર્થ, કામ, મોક્ષ માટે પ્રેરણા કરે છે."

## ગાયત્રીની વ્યાખ્યા.

**गै अने त्रा** એ બે ધાતુના યોગે ગાયત્રી શબ્દ રચાયો છે. **गै** ધાતુનો અર્થ ગાન, અને **त्रा** ધાતુનો અર્થ ત્રાણ કરવું અર્થાત્ રક્ષણ અથવા ઉદ્ધાર કરવો. તેથી ગાયત્રી શબ્દનો વ્યુત્પત્તિ દ્વારા બે અર્થ થાય છે. (૧) **गायन्तंत्रायते** । જે મનુષ્ય ગાયત્રીનું ગાન કરે છે (મંત્ર જપ કરે છે) તેનું તે સંરક્ષણ અર્થાત્ ઉદ્ધાર કરે છે. (૨) **गायति त्रायते च** । જે પોતે જ અક્ષરાત્મક શબ્દરૂપ ધારણ પૂર્વક શ્રી ભગવાન અથવા પરબ્રહ્મનાં અનેક પ્રકારના નામનું સંકીર્ત્તન કરે છે અને **अभयं वरदायं** । વગેરે શબ્દ દ્વારા સાધકનું સર્વ પ્રકારના ભયથી રક્ષણ કરે છે તેથી જ એ મંત્ર અથવા છન્દને ગાયત્રી કહેવામાં આવે છે. અર્થાત્ ગાન અને ત્રાણ કરવું એ જ ગાયત્રીનો સ્વાભાવિક ધર્મ છે.

"**गायन्त्यनयेति गायत्री** । અથવા **गायतो मुखात् त्रिः त्रिपदा उत्पतितेति गायत्री** ! યથા **गायन्तं त्रायत इति गायत्रीति निरुच्यते** ।" જે મનુષ્ય, જે સાધક, જે ઉપાસક ગાયત્રીનું ગાન (ઉપાસના) કરે છે તેનો તે ઉદ્ધાર કરે છે, એ માટે જ એનું નામ ગાયત્રી કહેવામાં આવે છે. અથવા

**"गकारो गतिदः प्रोक्त अकारो विष्णुरव्ययं ।**
**"त्र" स्त्राताच तथा विद्धि ईकार स्वयं ॥**

અર્થાત્: ગકાર એટલે ગતિદાતા, અકાર એ વિષ્ણુનું અવ્યય પરમ પદ, ત્ર શબ્દ એટલે ત્રાણ કર્ત્તા, ઈકાર એટલે સાક્ષાત્ ઇશ્વર પરબ્રહ્મ. જેઓ ઉપાસકને વિષ્ણુનું અવ્યય પરમપદ અથવા પરબ્રહ્મમાં ગતિદાન કરીને ત્રાણ કરે છે તે જ ગાયત્રી. અન્ય અભિપ્રાય પ્રમાણે "**गाचेति सर्व्वगा शक्तियत्री तत्र नियन्त्रिका।**" ગા શબ્દ એટલે સર્વગામિની શક્તિ અને યત્રા શબ્દ એટલે સર્વનું નિયમન કારિણી પરમ બ્રહ્મની જે શકિત સર્વ ગામિની થઈને સર્વનું નિયન્ત્રણ કરે છે તેને ગાયત્રી કહે છે. ગાયત્રીનો એવો પણ ભાવાર્થ છે કે:

"**गायत्र्यावर्णमेकैकं साक्षात् देव स्वरूपकम् ।**
**तस्मात् उच्चारणत्तस्य त्राणमेव भविष्यति ॥**"

અર્થાત્: ગાયત્રીનો પ્રત્યેક અક્ષર સાક્ષાત્ દેવતા સ્વરૂપ છે તેથી જ તેનો ઉચ્ચાર કરતાં જ ઉપાસકનો ઉદ્ધાર થઈ શકે છે.

## ગાયત્રી મંત્રમાં દેવતાઓનો નિવાસ.

ચોવિશ અક્ષરાત્મક ગાયત્રીની બ્રહ્મભાવના પ્રતિપાદિન કરવા માટે ગાયત્રી તંત્રમાં લખ્યું છે કે:

"**चतुर्विंशांक्षरी विद्या परतत्त्व विनिर्म्मिता ।**
**तकारात् यात्कार पर्य्यन्तं शब्द ब्रह्म स्वरूपिणी ॥**"

અર્થાત્: તકારથી યાત્કાર પર્યંત (**तत् सवितुर्व्वरेण्यम्, भर्गो देवस्य धीमहि, धियो योनः प्रचोदयात्**) એ ચોવિશ અક્ષરની ગાયત્રી, શબ્દબ્રહ્મ પ્રણવાકારમાં પરતત્ત્વ અથવા પરાવિદ્યાથી નિર્માણ થયેલી છે. એના પ્રત્યેક અક્ષરમાં જીવાત્માની શક્તિનો પરિચય અને દેવતાઓનાં અનુસન્ધાન સંબંધી યોગી યાજ્ઞવલ્ક્ય નામક ગ્રન્થમાં લખ્યું છે કે:

"**कर्म्मेन्द्रियाणि पंचैव पंच बुद्धीन्द्रियाणि च ।**
**पंच पंचेन्द्रियार्थश्च भूतानांचैव पंचकम् ॥**

**मनोबुद्धिस्तथात्माच अव्यक्तंच यदुत्तमम् ।**
**चतुर्विंशत्यथैतानि गायत्र्या अक्षराणितु ॥**
**प्रणवं पुरुषं विद्धि सर्व्वगं पंचविंशकम् ॥**

અર્થાત્: "ગાયત્રીના ચોવિશ અક્ષરમાં પંચ કર્મેન્દ્રિય, પંચ જ્ઞાનેન્દ્રિય, પંચભૂત, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, એ પાંચ વિષયો અને મન, બુદ્ધિ, અહંકાર અને આત્મા, એ ચોવિશ તત્ત્વ અવસ્થિત છે. અર્થાત્ એ ચોવિશ અક્ષરમાંથી જ જીવાત્માની ચોવિશ શક્તિ ઉત્પન્ન થઈ છે. ગાયત્રીના પ્રત્યેક અક્ષરના દેવતાના નિવાસ સંબંધી "ગાયત્રી હૃદય" નામક ગ્રન્થમાં લખ્યું છે કે: **प्रथमाग्नेयं**–પ્રથમ અક્ષર "त"કારના દેવતા અગ્નિ, **द्वितीयं प्रजापत्यं**–દ્વિતીય અક્ષર "त्" ના દેવતા પ્રજાપતિ, **तृतीयं सोम्यं**–તૃતીય અક્ષર "स"કારના દેવતા સોમ, **चतुर्थ मैशानं**–ચતુર્થ અક્ષર "वि" ના દેવતા ઇશાન, **पंचमादित्यं**–પંચમ અક્ષર "तु" ના દેવતા અદિતિ, **ष; बार्हस्पत्यं**–ષષ્ઠ અક્ષર "व" કારના દેવતા બૃહસ્પતિ, **सप्तमं ग देवताम्**–સપ્તમ અક્ષર "रे" ના દેવતા ભગ, **अष्टम पितृदे ां**–"ण्य" એ અષ્ટમ અક્ષરના દેવતા પિતૃઓ, **नवममार्यामणं**–"भ" એ નવમ અક્ષરના દેવતા અર્ય્યમા, **दशमं सावित्रम्**–"र्गो" એ દશમા અક્ષરના દેવતા સવિતા, **एकादशं त्वाष्ट्रं**–"दे" એ અગિયારમા અક્ષરના દેવતા ત્વષ્ટા, **द्वादशं पौष्णं**–"व" એ દ્વાદશ અક્ષરના દેવતા પૂષા, **त्रयोदशमैन्द्राग्नं**–"स्य" એ ત્રયોદશ અક્ષરના દેવતા ઇન્દ્ર અને અગ્નિ, **चतुर्दशं वायव्यं**–"धी" એ ચતુર્દશ અક્ષરના દેવતા વાયુ, **पंचदशं वामदेवं**–"म" એ પંચદશ અક્ષરના દેવતા વામદેવ, **षोडशं मैत्रावरुण**-"हि" એ ષોડશ અક્ષરના દેવતા મિત્ર અને વરુણ, **सप्तदशं वाभ्रव्यम्**–"धि" એ સપ્તદશ અક્ષરના દેવતા વભ્રુ, **अष्टादशं वैश्वदेव्यं**–"यो" એ અષ્ટાદશ અક્ષરના દેવતા વિશ્વદેવ, **एकोनविंशतिकं वैष्णवं**–"यो" એ ઓગણીશમા અક્ષરના દેવતા વિષ્ણુ, **विंशतिकं वासवम्** "नं" એ વિશમા અક્ષરના દેવતા વસુ, **एको-**

**विंशतिकं तौषितं**–"प्र" એ એકવિશમા અક્ષરના દેવતા તુષિતો, **द्वाविंशतिकं कौबेरं**–"ચો" એ બાવીશમા અક્ષરના દેવતા કુબેર, **त्रयोविंशतिकमाश्विनं**–"દ" એ તેવીશમા અક્ષરના દેવતા અશ્વિની-કુમાર, **चतुर्विंशतिकं ब्राह्मम्**–"યાત્" એ ચોવિશમા અક્ષરના દેવતા બ્રહ્મા છે. એ ચોવિશ અક્ષરની ગાયત્રી પ્રણવમય છે. પ્રણવ એ જ પચ્ચીશ પુરૂષ તત્ત્વ છે

## ગાયત્રી સંબંધી ઉપનિષદ્.

ઉપનિષદ્ કહે છે કે:

**"गायत्री वा ईदं सर्व्वं भूतं यदिदं किंच वाग्वै गायत्री ।**
**वाग्वाईदं सर्व्वं भूतं गायति च त्रायते च ॥ १ ॥**

અર્થાત્: "આ દ્રષ્યમાન જગત્માં સ્થાવર જંગમ આદિ પ્રાણિ-જાત જે કાંઈ વિદ્યમાન છે તે સર્વ ગાયત્રીનું સ્વરૂપ અર્થાત્ ગાયત્રી દ્વારા જ જીવ અને જગત્ ઉત્પન્ન થઇને, ગાયત્રીનો આશ્રય અને તેનાં અવલંબનથી જ પ્રતિષ્ઠિત થઈ રહ્યું છે અને પરિચાલિત થાય છે. વાક્ અથવા શબ્દ એજ ગાયત્રી છે. એ વાક્ સમસ્ત ભૂતગ્રામના નામનું રક્ષણ કરે છે અને એજ વાકાત્મક શબ્દ અથવા સુર દ્વારાજ શ્રી ભગવાનનું નામ સંકીર્ત્તન થાય છે. એ પ્રમાણે જે સર્વ ભૂતમય થઈને તેનું ગાન કરનારને ત્રાણ કરે છે અને સર્વ પ્રકારના ભયમાંથી રક્ષણ કરે છે તેજ એક ગાયત્રી દેવી છે. (૧)

**"या वै सा गायत्री वाव सा येयं पृथिव्यस्यां हीदं ।**
**सर्व्वं भूतं प्रतिष्ठितमेतामेव नातिशीयन्ते ॥ २ ॥**

અર્થાત્: પૂર્વોક્ત લક્ષણ દ્વારા ગાયત્રી એજ પૃથિવી છે. કારણકે

સર્વ ભૂત માત્રનો ગાયત્રી સાથે સંબંધ છે, સમસ્ત ભૂત એજ પૃથિવીમાં અવસ્થિત છે, પૃથિવીથી દૂર રહીને કોઈ ભૂત વિદ્યમાન રહી શકતું નથી." (૨)

**या वै सा पृथिवीयं वाव सा, यदिदमस्मिन् पुरुषे–शरीरमस्मिन् हीमे प्राणाः प्रतिष्ठिता एतदेव नातिशीयन्ते ॥३॥"**

અર્થાત્: "એજ પૃથિવી રૂપ ગાયત્રીના કાર્યકારણ દ્વારા જ પ્રાણીઓનાં શરીર બને છે તેથી શરીર એ પાર્થિવ પદાર્થ છે—નાશવંત વસ્તુ છે. એ માટે જ શરીર એ પણ ગાયત્રીનું સ્વરૂપ છે. સર્વ પ્રાણ એજ શરીરનો આશ્રય ગ્રહણ કરીને પ્રતિષ્ઠિત થઈ રહ્યા છે. કોઈ પણ પ્રાણ શરીરરૂપ ગાયત્રીથી દૂર રહી શકે એમ નથી. (૩)

**"यद्वै तत् पुरुषे शरीरमिदं वाव तद्यदिदमस्मिमास्येन्नन्तः पुरुषे हृदयम्, अस्मिन् हीमे प्राणाः प्रतिष्ठिता एतदेव नातिशीयन्ते ॥ ४ ॥"**

અર્થાત્: "તે પુરૂષના આશ્રયે શરીર રૂપી જે ગાયત્રી છે, તે એજ છે, કે જે એ પુરૂષના દેહના અભ્યંતરમાં અવસ્થિત હૃદય પુણ્ડરીક અર્થાત્ હૃદયપદ્મ એજ ગાયત્રી છે. સમસ્ત પ્રાણ એ હૃદયપુણ્ડરીકમાં જ અવસ્થિતિ કરે છે. એટલે શરીરની પેઠે હૃદયપુણ્ડરીક એજ ગાયત્રીનું સ્વરૂપ છે. સર્વ પ્રાણ હૃદય પદ્મથી દૂર પ્રતિષ્ઠિત થઈ શકતા નથી. ઉપનિષદમાં કહ્યું છે કે: **प्राणोऽपिता, प्राणोमाता, "अहिंसन् सर्व्वभूतानि** । સર્વ પ્રાણ કોઈ પણ સમયે કોઈ પણ પ્રાણીની હિંસા કરતા નથી. પ્રાણ એજ પિતા અને પ્રાણ એજ માતા છે." (૪)

**"सैषा चतुष्पदा षड्विधा गायत्री; तदेतद्दचाभ्यनूक्तम् ॥ ५ ॥"**

અર્થાત્: "એ પ્રસિદ્ધ ગાયત્રીના ચાર પાદ છે. તેનો એક એક

પાદ ષડ્ અક્ષર વિશિષ્ટ છે, તેમાં ગાયત્રી છંદ સ્વરૂપ થઈને ષડ્વિધ થઈ છે. વાક્ય, ભૂત, પૃથિવી, શરીર, હૃદય અને પ્રાણરૂપ હોવાથી ગાયત્રી ષડ્ પ્રકારની છે. વાક્ અને પ્રાણ એ ગાયત્રીના અનુગત હોવાથી ગાયત્રી એજ બ્રહ્મ નામથી ઓળખાય છે. ઋક્ મન્ત્રમાં પણ તેજ પ્રકટ કરવામાં આવ્યું છે.

**"तावानस्य महिमा ततो ज्यायांश्च पुरुषः। पादोऽस्य। सर्व्वभूतानि त्रिपादस्यामृतं दिवीति ॥६॥**

અર્થાત્ઃ પૂર્વોક્ત ઉપનિષદમાં જે ચતુષ્પાદ અને ષડવિધ ગાયત્રી સંબંધી લખવામાં આવ્યું છે તેજ પાદ આદિ વિભાગ વિશિષ્ઠ ગાયત્રી કથિત બ્રહ્મનું માહાત્મ્ય વિસ્તાર અર્થાત્ મહિમા અથવા વિભૂતિ માત્ર છે અને એજ બ્રહ્મની વિકૃતિ છે. એ વિકૃતિ લક્ષણની ગાયત્રી આખ્યાત બ્રહ્મની વિભૂતિના વિસ્તારમાંથી જ વાક્યનો આરંભ થાય છે. મહત્તર પરમાર્થ સત્ય સ્વરૂપ અવિકાર પુરુષ આવિર્ભૂત થાય છે. તેજ સર્વ પૂર્ણ કરીને અંતઃપુરમાં શયન કરી રહ્યા છે. સ્થાવર જંગમાત્મક સર્વ ભૂત, એ પુરૂષનો એક પાદ છે. એ પુરૂષ ત્રિપાદયુક્ત છે. તે ત્રિપાદાખ્ય પુરૂષ જ પાદ આદિ વિભાગયુક્ત ગાયત્ર્યાત્મક બ્રહ્મનું અમૃત છે. તે દ્યોતનશીલ આત્મામાં અવસ્થિત છે. (૬)

**" यद्वै तद्ब्रह्मेतीदं वाव तद् योऽयं बहिर्द्धा पुरुषादाकाशः, यो च स बहिर्द्धा पुरुषादाकाशः ॥७॥"**

અર્થાત્ઃ ગાયત્રી રૂપે જે અમૃત સ્વરૂપ ત્રિપાદ બ્રહ્મ જાણવામાં આવે છે તે એજ બાહ્ય ભૌતિક આકાશ અને તેના બાહ્ય પુરૂષદ્વારા પ્રકાશિત થાય છે. અને અંતર્ગત જે શરીર આકાશ છે તે પણ આન્તરિક પુરૂષદ્વારા વ્યક્ત થયું છે. " (૭)

**" अय वाव स योऽयमन्तःपुरुष आकाशो यो वै सोऽन्तः पुरुषः आकाशः" ॥८॥**

અર્થાત્: "હૃદય પુણ્ડરીકના મધ્યમાં જે અન્તર–આકાશ છે એજ તે બ્રહ્મનું સ્વરૂપ છે. તે જ એક આકાશના જ બાહ્ય, શારીરિક અને આન્તરિક એવા ત્રિવિધ ભેદ છે. તેથી જ બાહ્યેન્દ્રિય વિષયીભૂત જાગૃત સર્વ સ્થાનમાં મનનું દુઃખ જોવામાં આપે છે. સ્વપ્નાવસ્થ શરીરમાં અતિ મંદ દુઃખનો અનુભવ થાય છે. સ્વપ્નદર્શન કરનારના હૃદયસ્થ મનમાં કોઇ કામના થતી નથી અને કોઇ પણ સ્વપ્નદર્શન પણ થતું નથી. એ ઉપરથી જ જાણી શકાય છે કે: ઉપાધિ ભેદને લીધે જ એકજ આકાશના ત્રિવિધ ભેદ થયા છે, તેથી એક આકાશ એજ સર્વ ભૂતોની શ્રેષ્ઠ વસ્તુ છે. (૮)

**"अयं वाव स योऽयमन्तर्हृदय आकाशस्तदेतत् पूर्ण-मप्रवर्त्ति; पूर्णामप्रवर्त्तिनीं श्रियं लभते, य एवं वेद ॥९॥**

છાન્દોગ્ય ઉપનિષદ્ ૧૨ ખંડ. ૩ પ્રપાઠક.

અર્થાત્: "જે અન્તર્ગત હૃદયાકાશ સ્વરૂપ છે તેજ પૂર્ણ બ્રહ્મ અપરિવર્ત્તનશીલ છે. અન્ય સર્વ ભૂત જેમ વિનાશશીલ છે તે પ્રમાણે હૃદયાકાશ નથી. જે મનુષ્ય, જે ઉપાસક, પૂર્વોક્ત પ્રકારે અર્થાત્ ગાયત્રી–બ્રહ્મના આશ્રિત અપરિવર્ત્તનશીલ હૃદયાકાશરૂપ પૂર્ણ બ્રહ્મને ઓળખે છે તે પરમ શ્રી પ્રાપ્તિ કરી શકે છે. તેજ બ્રહ્મના ગુણફલ-સ્વરૂપ પૂર્ણ સ્થાયી ભાવ પ્રાપ્ત કરે છે. (૯)

અપૌરૂષેય વેદ અને તેની શ્રુતિ મૂલક ઉપનિષદ આદિના સર્વોચ્ચ સિદ્ધાન્ત પ્રમાણે ગાયત્રી એજ સાવિત્રી, બ્રહ્મવિદ્યા, વેદમાતા અને શબ્દ બ્રહ્મ વિગેરે નામથી ઓળખાય છે. ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે: **गायत्रीच्छन्द सामहम् ।**" "સર્વ છંદોમાં હું જ ગાયત્રી છું" એક ગાયત્રીમાંથી ગાયત્રી, ઉષ્ણિક, અનુષ્ટુપ, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુભ અને જગતિ, એ સાત વૈદિક છંદની ઉત્પત્તિ થઈ છે. ગાયત્રી ત્રિપદા છે. એના પ્રત્યેક ચરણમાં આઠ આઠ અક્ષર છે. ત્રણ

ચરણમાં ચોવિશ અક્ષરો છે. પ્રથમ ચરણ " **तत् सवितुर्वरेण्यं,**" દ્વિતીય ચરણ " **भर्गोदेवस्यधीमहि** " તૃતીય ચરણમાં " **धियोयोनः प्रचोदयात्** " એ ત્રણ ચરણમાં આદિ અન્તના હસન્ત તકાર દ્વિત થઈને, પ્રથમ ચરણના તકારમાં પૂર્ણત્વ પ્રાપ્ત થયા છે. એ ચોવિશ અક્ષરની ગાયત્રી એજ મૂલછન્દ છે. એમાંથી ક્રમે ક્રમે ચાર ચાર અક્ષર વૃદ્ધિ પામીને ઉષ્ણિક વગેરે ૭ છન્દ થયા છે. અનન્ત મહાસાગર વાયુવહન થતાં કમ્પાયમાન થઈને જેમ તરંગ આકાશ ધારણ કરીને નદી નાળાં તરફ પ્રવાહિત થાય છે તેજ પ્રમાણે અનન્ત અપાર સત્તાવાન પરબ્રહ્મ સત્તા પોતાની શક્તિથી ગતિમાન થઈને, સમ ગત્યાત્મક પ્રણવાકાર ધારણ કરીને જીવ અને જગત્ રૂપે ગતિમાન અર્થાત્ પ્રકટ થાય છે. એ ગત્યાત્મક કમ્પનથી અને તેના સર્વ ભાવ જે ભાષા દ્વારા પ્રકટ થાય છે તેને છન્દ અને ગાયત્રી કહે છે. એ પ્રમાણે એક ગાયત્રી દ્વારા જ છન્દ, ચતુર્વેદ અને સર્વ ઉપનિષદરૂપ સત્શાસ્ત્ર વર્ણિત થયાં છે.

ગાયત્રીથી પ્રણવ અભિન્ન છે. પ્રણવ એ સૂર્ય સમાન છે અને ગાયત્રી એ તેનું જ્યોતિ મંડલ છે. કિરણ અથવા જ્યોતિની સમષ્ટિને જેમ સૂર્ય કહેવામાં આવે છે તેમ ગાયત્રી અથવા તેના અક્ષરો સમષ્ટિભૂત થઈને દિવ્ય જ્યોતિર્મય પ્રણવ આકાર ધારણ કરે છે. પ્રણવ મંત્રનો ગાયત્રી છન્દ, " **प्रणव मंत्रस्य ब्रह्मर्षि गायत्रीच्छन्दः, अग्निर्देवता सर्व्व कर्म्मारम्भे विनियोगः।** " તેજોમયી ગાયત્રીના જપ કૌશલથી અર્થાત્ છન્દમાં મનઃપ્રાણ સ્પન્દિત થવાથી જ પ્રણવનો ઉદ્ધાર થાય છે અથવા તે આકાર ધારણ કરે છે. અકાર, ઉકાર અને મકાર એટલે ઉત્પત્તિ, સ્થિતિ અને લય શક્તિ સ્વરૂપિણી બ્રહ્માણી–વૈષ્ણવી અને રુદ્રાણી અથવા ઇચ્છા, ક્રિયા અને જ્ઞાન, એ સર્વ મૂલભૂત ત્રણ શક્તિથી પ્રણવ અને ગાયત્રી અભિન્ન કલેવરે સર્વત્ર નિત્ય પ્રતિષ્ઠિત થઇ રહી છે. એ ગાયત્ર્યાત્મક પ્રણવ અથવા પ્રણવાત્મક

ગાયત્રી એજ પરમ બ્રહ્મ શ્રી ભગવાનનું સર્વોચ્ચ ઉત્કૃષ્ટતમ નામ છે અર્થાત્ એના ઉપર બીજું કોઈ શ્રેષ્ઠ નામ નથી. નારદે શ્રુતિમાં કહ્યું છે કે:

**" ॐमित्येतद्ब्रह्मणोदोत्कृष्टं नाम । यस्मादुच्चार्यमाण एव संसारभयात्तारयति एतस्मादुच्यते तार ईति श्रुतेः ॥"**

અર્થાત્: ગાયત્રાત્મક પ્રણવ એજ પરમ બ્રહ્મ શ્રી ભગવાનનું અથવા સર્વોચ્ચ ઉત્કૃષ્ટ નામ છે. એ છન્દમય નામના ઉચ્ચારણાત્મક ગાનદ્વારા અથવા જપ કૌશલથી અર્થાત્ ગાયત્રીના છન્દમાં મનઃપ્રાણ સ્પન્દિત થવાથી પ્રણવ ઉદ્ધાર થતાં જ તેને ગાનાર અથવા જપ કરનારને–સંસારના ભયથી ત્રાણ કરે છે–ઉદ્ધાર કરે છે તેથી જ એને તારક કહે છે. એ પ્રણવ અક્ષર બ્રહ્મ " **ॐमित्येकाक्षरं ब्रह्म ।** " (ગીતા) ગાયત્રી એ શબ્દ બ્રહ્મ ચોવિશ અક્ષરી વિદ્યા પરતત્ત્વ નિર્મિત છે. " **तकारात् यात्कार पर्यन्तं शब्द ब्रह्म स्वरूपिणी** " છે. (તંત્ર) વર્ણમાળા અથવા કોઈ વસ્તુનું નામ વ્યક્ત અથવા ઉચ્ચારણ જેમ શબ્દની સહાયતાથી થાય છે તે જ પ્રમાણે પ્રણવ અથવા શ્રી ભગવાનનું નામ વ્યક્ત અથવા ઉચ્ચારણ, એક માત્ર ગાયત્રી દ્વારા જ થઈ શકે છે. એ અક્ષર અને શબ્દ બ્રહ્મનો જે વાચ્ય છે તેજ પરબ્રહ્મ શ્રી ભગવાન છે. શ્રીમદ્ ભાગવતના છઠ્ઠા સ્કંધના સોળમાં અધ્યાયમાં લખ્યું છે કે: " **शब्द ब्रह्म परं ब्रह्ममामेभ्यां शाश्वती तनु ।** " શબ્દ બ્રહ્મ અને પરં બ્રહ્મ એ ઉભય શ્રી ભગવાનના શાશ્વત અર્થાત્ નિત્ય ચિન્મય તનુ છે. ઉદ્ધવના પ્રશ્નમાં સ્વયં ભગવાન શ્રી કૃષ્ણે કહ્યું છે કે:

**" वेदा ब्रह्मात्मविषयास्त्रिकाण्ड विषयाईमे ।**
**परोक्षवादाऋषयः परोक्षंच मम प्रियम ॥**

**शब्द ब्रह्म दुर्बोधं प्राणेन्द्रियमनोमयम ।**
**अनन्तऽपारं गम्भिर दुर्विगाह्यं समुद्रवत् ॥**

ભાગવત ૧૧।૨૧। ૩૫-૩૬

અર્થાત્ઃ "સર્વ વેદ, કર્મ, દેવતા અને બ્રહ્મભેદને લીધે ત્રિકાણ્ડ વિષયક છે. સ્વર્ગાદિ પ્રાપ્તિબોધક ફલશ્રુતિ એના પુષ્પિતાર્થ અર્થાત્ અપરોક્ષવાદ છે. બ્રહ્માત્મ વિષયક ગૂઢાર્થ એજ એનો ફલિતાર્થ અર્થાત્ પરોક્ષવાદ છે. એ પરોક્ષવાદ જ અમને પ્રિય છે. એ માટે જ મંત્ર દ્રષ્ટા ઋષિઓએ પ્રરોચક ફલશ્રુતિ બોધક પુષ્પિત વાક્યનો પ્રયોગ કરવા છતાં પણ વાસ્તવિક તેઓ પરોક્ષવાદી હતા. શબ્દ બ્રહ્મ એ વેદવેદ્ય ગાયત્રી સમુદ્રની પેઠે અનન્ત અને અપાર, ગહન અને તરી ન શકાય એવો છે. એ પ્રાણમય, મનોમય, અને ઇન્દ્રિયમય અર્થાત્ પ્રથમ એ અવ્યક્ત રૂપે પ્રાણમાં ઉદય પામે છે, દ્વિતીય સમયે મન અને બુદ્ધિની સહાયતાથી અન્તરમાં આકાર ધારણ કરે છે, તૃતીય સમયે વાગીન્દ્રિયની સહાયતાથી વૈખરીરૂપે બહાર પ્રકટ થાય છે પરન્તુઃ—

**"शब्द ब्रह्मणि निन्चातेन परे यदि ।**
**श्रमस्तस्य श्रमफलो ह्यधेनुमिव रक्षतः ॥**

ભાગવત ૧૧-૧૧-૧૮

એ પ્રમાણે પ્રકાશિત થવા છતાં પણ વેદવેદ્ય ગાયત્રીનો તત્વતઃ જે ગૂઢાર્થ છે તે સર્વના જાણવામાં આવતો નથી. તત્વજ્ઞ શ્રી ગુરૂના ઉપદેશદ્વારા એનો ગૂઢાર્થ કાનમાં શ્રવણ કરીને તે બુદ્ધિમાં દ્રઢ થાય ત્યાર પછી ક્રિયા અથવા જપદ્વારા પ્રાણમાં તન્મયત્વ પ્રાપ્ત થાય છે. એ વેદનું સૂક્ષ્માર્થ બ્રહ્મત્વ વિષયક તત્વજ્ઞાન કહેવાય છે. હે ઉદ્ધવ ! જે વ્યક્તિ વેદ પારંગત થવા છતાં પણ કેવલ પાંડિત્યનો અભિમાની બને છે અર્થાત્ ક્રિયાદિનું યથાર્થ જ્ઞાન ન હોય તો પરબ્રહ્મમાં સમ્યગ્ નિષ્ઠાના અભાવના કારણે તેનો શ્રમ માત્ર નિષ્ફળ થાય છે. વન્ધ્યા

ગાય જેમ દૂધ આપવામાં નિરર્થક છે, તેજ પ્રમાણે વેદ પાઠ–પઠન પણ નિષ્ફળ થાય છે. તેથી શબ્દ બ્રહ્મ ગાયત્રીનું તત્ત્વ અર્થાત્ તેની ક્રિયા અથવા જપ–કૌશલનું યથાર્થ જ્ઞાન સમ્પાદન કરવું એજ મનુષ્ય માત્રનું કર્ત્તવ્ય છે.

**"द्वे विद्ये वेदितव्ये तु शब्दब्रह्म परंच यत् ।**
**शब्द ब्रह्मणि निष्णातः परं ब्रह्माधिगच्छति ॥**

બ્રહ્મબિન્દુ ઉપનિષત્.

અર્થાત્: "એજ શબ્દ બ્રહ્મ (ગાયત્રી વિદ્યા) અને પરંબ્રહ્મ (બ્રહ્મ વિદ્યા) એ દ્વિવિધ વિદ્યાને જાણવી એજ (મનુષ્યનું) કર્ત્તવ્ય છે. શબ્દ બ્રહ્મનું તત્ત્વ જાણવાથીજ તે તત્ત્વજ્ઞાની મનુષ્યો પરંબ્રહ્મમાં ગતિ પ્રાપ્ત કરે છે. એજ શબ્દબ્રહ્મ ગાયત્રી વિદ્યાનો અધિકાર પ્રાપ્ત થતાંજ બ્રહ્મવિદ્યાની ધારણા થાય છે. કારણકે ગાયત્રી એજ બ્રહ્મ વિદ્યા છે:—

**" त्रिपदा नाम गायत्री ब्रह्मविद्या पुरातनी ।**
**सस्तनापि गुणातीता प्रणवत्रय संयुता ॥**

(ગાયત્રી તન્ત્ર)

અર્થાત્: ત્રણ પ્રણવ યુક્ત ત્રિપાદ ગાયત્રી એ પુરાતની બ્રહ્મ-વિદ્યા છે. એ સગુણ હોવા છતાં પણ નિર્ગુણ છે. અગ્નિ પુરાણમાં ગાયત્રીનું વિવરણ કરતાં અગ્નિદેવે કહ્યું છે કે:

**" एवं सन्ध्या विधिं कृत्वा गायत्रींच जपेत् स्मरेत् ।**
**गायंत्रिष्यान् यत स्त्रायेद्भार्यां प्राणांस्तथैव च ॥ २ ॥**

વગેરે વગેરે. અગ્નિપુરાણ.

અગ્નિદેવ કહે છે કે: " સન્ધ્યાવિધિ પરિપૂર્ણ કર્યા પછી ગાય-ત્રીનું સ્મરણ અને જપ કરવો. તે ગાયમાન હોવાથી અર્થાત્ તેની ઉપાસના–જપ કરવાથી તે ગુરૂ, શિષ્ય, સ્ત્રી અને પ્રાણ એ સર્વનું

ત્રાણ (ઉદ્ધાર) કરે છે તેથી જ એનું નામ ગાયત્રી છે. તે સવિતાને પ્રસવ કરે છે તેથી જ એનું નામ સાવિત્રી કહેવાય છે. તે વાગ્રૂપ હોવાથી એનું બીજું નામ સરસ્વતી, તત્ શબ્દ દ્વારા જ્યોતિઃસ્વરૂપ પરમબ્રહ્મ, ભર્ગ શબ્દ દ્વારા તેજ, વરેણ્ય શબ્દ દ્વારા સર્વ તેજ કરતાં શ્રેષ્ઠ જે પરમ પદ સ્વર્ગ અને અપવર્ગ પ્રાપ્તિના અભિલાષી પુરૂષો સર્વદા જેનું વરણ કરે છે, તેથી જ વૃ ધાતુનો અર્થ વરણ કરવું એમ થાય છે. જે જાગ્રત અને સ્વપ્નાદિથી વર્જિત નિત્ય, શુદ્ધ, બુદ્ધ અને અદ્વિતીય છે તે જ સત્ય સ્વરૂપ પરમેશ્વરનું અમે ધ્યાન કરીએ છીએ. કોઈ વિદ્વાનો તત્ શબ્દ દ્વારા શિવ, કોઈ શક્તિ, કોઈ સૂર્ય અને અગ્નિહોત્રી વૈદિકો તત્ શબ્દ દ્વારા અગ્નિનો નિર્દેશ કરે છે. વેદાદિમાં અગ્નિનું સ્વરૂપ વિષ્ણુને જ બ્રહ્મ કહેવામાં આવ્યો છે. તત્ શબ્દ દ્વારા સવિતા સ્વરૂપ વિષ્ણુનું પરમપદ પણ થાય છે. કોઈ વિદ્વાનો કહે છે કે: જ્યોતિઃ સ્વરૂપ સર્વ શક્તિમાન વિષ્ણુ એ જ સ્વયં મહત્ આજ્ય પ્રસવ કરે છે અને પર્જન્ય (વૃષ્ટિ), વાયુ અને આદિત્ય એ શીત અને ઉષ્ણતા આદિ દ્વારા પકવ કરે છે. યથાર્થ વિધિ પ્રમાણે અગ્નિમાં આહુતિ આપવાથી તે સૂર્યમાં જઈ પહોંચે છે. સૂર્ય દ્વારા વૃષ્ટિ, વૃષ્ટિમાંથી અન્ન અને અન્ન દ્વારા પ્રજાની ઉત્પત્તિ થાય છે. ધ્યૂ ધાતુથી બનેલા "**धीमहि**" નો અર્થ એ છે કે: મ્હારા મન દ્વારા હું તેની ધારણા કરૂં છું. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર રૂપી તે આદિ દેવ અમારી બુદ્ધિ સ્વરૂપ છે. એ આદિ દેવના જ્ઞાનમાંથી જ સંસારમાં સર્વની બુદ્ધિ પ્રેરિત થઇ છે. એ માટે જ તેમનું એ જ્ઞાન વરેણ્ય રૂપ જણાવવામાં આવે છે. દ્રષ્ટાદ્રષ્ટ વિપાકથી તે વિષ્ણુ, સૂર્ય અને અગ્નિ રૂપ છે. તે જ ઇશ્વર દ્વારા પ્રેરિત થવાથી જીવ સ્વર્ગ અથવા નરકમાં ગમન કરે છે. મહદ્ આદિ નિખિલ જગત્ ઇશ્વરની આવાસ ભૂમિ છે. તે સ્વર્ગ આદિ સ્થાપન કરીને ક્રિડા કરે છે. તે લીલામય છે, તેથી જ દેવ શબ્દ દ્વારા વિખ્યાત થઈ રહ્યો છે અથવા જે પરમ પૂજ્ય હોય છે તેને જ આપણે દેવ કહીએ છીએ. તે "અહ" શબ્દ પ્રતિપાદ્ય

પુરૂષ છે. તે જ આત્મા અને તે જ પુરૂષ છે. તે જ આદિત્યના અન્તર (હૃદય) માં ભર્ગ નામથી વિરાજી રહ્યો છે. જન્મ, મૃત્યુનું નિવારણ, ત્રિવિધ દુઃખનો વિનાશ અને મુક્તિ પ્રાપ્તિની કામનાથી ધ્યાન પરાયણ થઇને સૂર્યમંડલમાં વિરાજી રહેલા તે જ્યોતિઃસ્વરૂપ પુરૂષનું દર્શન કરવું એ જ સાધક (પ્રત્યેક મનુષ્ય) નું કર્ત્તવ્ય છે. વિષ્ણુનું જે પરમ પદ છે તે જ ચિતસ્વરૂપ બ્રહ્મ છે. એ જ તત્ત્વમસિ શબ્દથી ઓળખાય છે. એ જ જગત્ પ્રસવિતા દેવતાની વરણીય જ્યોતિ અને એ જ તુરીય નામથી ઓળખાય છે. જે આદિત્યના અભ્યંતરમાં પુરૂષ રૂપે વિરાજી રહ્યો છે તે જ હું અર્થાત્ મ્હારા હૃદય દેશમાં અવસ્થિત અન્તરાત્મા છે. તે જ અનન્ત અને પ્રણવાકારમાં મ્હારામાં વિરાજી રહ્યો છે. હું તેનું જ ધ્યાન કરૂં છું. તે સર્વદા અમારા જ્ઞાન, અને શુભ કર્મ આદિ પ્રવર્તિત કરે છે."

( અગ્નિ પુરાણ ૧-૧૮ )

જે જ્ઞાનશક્તિના બળ વડે આપણે જરા મૃત્યુવત્ સંસારનું બંધન છેદી શકીએ, અજ્ઞાન તિમિરનો ધ્વંસ કરીને આત્મજ્ઞાન દ્વારા બ્રહ્મવિદ્યાનો અધિકાર પ્રાપ્ત કરી શકીએ અથવા મહાશક્તિ આપણને દુષ્ટ કાલનું રાજ્ય અતિક્રમ કરાવીને નિત્ય સત્યલોકનો અધિકાર આપે છે તે જ "**स्वर्गादपि गरियसी** મહાન્ શક્તિનું નામ **ગાયત્રી** છે. સર્વજ્ઞતા આદિ આત્મજ્ઞાન દ્વારા બ્રહ્મ વિદ્યાનો યથાર્થ પરિચય આપણને ગાયત્રી મંત્રમાંથી જ પ્રાપ્ત થાય છે.

ભૂર્ભુવઃ સ્વઃ એ લોક અથવા સ્વર્લોકના મધ્યમાં જન, મહઃ, તપઃ અને સત્ય, એ ચાર લોક હોવાથી સપ્ત લોકનું પ્રસવ, પાલન અને પરિવર્ત્તન ગાયત્રી દ્વારા જ સંસાધિત થાય છે તેથી જ એનું નામ સાવિતા કહેવાય છે. વળી એ સપ્તલોક સહિત સૂર્ય અને જીવાત્માને પ્રકાશિત કરે છે તેથી જ ગાયત્રીની તે દિવ્ય જ્યોતિને ભર્ગો દેવતા કહેવામાં આવે છે. જીવ હૃદયમાં પ્રવેશેલી એ દિવ્ય જ્યોતિનું નામ ધી શક્તિ છે. એ ધી શક્તિને વિમલોજ્જવલ કરવા માટેજ

ગાયત્રીની ઉપાસના કરવી એ જીવ માત્રનું નિત્ય કર્ત્તવ્ય છે. ગાયત્રી મંત્ર જપનો મુખ્ય વિષય એજ ધી શકિત છે " ધિમહિ " એટલે ધ્યાન કરૂં છું અર્થાત ધી શકિતને કાર્ય તત્પર કરૂ છું. એ ધી શકિતને જાણવી જોઇએ, વૃદ્ધિ પમાડવી જોઇએ. એ જ મનુષ્યનું મનુષ્યત્વ છે. જે શક્તિ દ્વારા મનુષ્ય, પ્રત્યેક વસ્તુનું સાચું તત્વ જાણી શકે, અથવા અપરોક્ષ જ્ઞાન પ્રાપ્તિ માટે ઇન્દ્રિયાતીત પદાર્થ તત્ત્વ ધારણ કરવા સમર્થ થાય છે અથવા સર્વદા ભ્રાન્તિ દર્શક ઇન્દ્રિયોનું ભ્રાન્તિદર્શનનું નિરાકરણ અથવા તે ભ્રાન્તિને દૂર કરી શકે એનું નામ ધી શકિત અથવા નિર્મળ સ્થિર બુદ્ધિ કહેવાય છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રી ભગવાને એને " સ્થિતપ્રજ્ઞા " કહી છે. " **या देवी सर्व्वभूतेषु बुद्धिरुपेण संस्थिता।** " એ વચનથી દૈવી બુદ્ધિ શકિતનો પરિચય શ્રી ચંડી પાઠમાં આપણને મળી આવે છે. દેવી ભાગવતના પ્રથમ સ્કંદના પ્રથમ અધ્યાયમાં લખ્યું છે કે :

**सर्व्वं चैतन्य रुपात्मा माद्यांविद्यांच धीमहि ।**
**बुद्धिं या नः प्रचोदयात् ॥** "

"સર્વ ભૂતના આત્મ રૂપ વિશુદ્ધ સત્વોપહિતા અનાદિ બ્રહ્મવિદ્યા સ્વરૂપિણીનું ધ્યાન કરૂં છું કે જે મ્હારી બુદ્ધિને સચેતન કરીને કર્માનુસાર નિયોગ કરે છે."

એ બુદ્ધિ અથવા ધી શક્તિ મનુષ્યનું સર્વોચ્ચ જ્ઞાન અને જીવન તત્ત્વ છે. જીવાત્માના સ્થૂલ દેહરૂપ જે આધાર, પાત્ર અથવા ક્ષેત્રમાં એ ધી શકિતનો જેટલા પ્રમાણમાં અભાવ અર્થાત્ આવરિત જોવામાં આવે છે તે ક્ષેત્ર અથવા તે પાત્રને તેટલા જ પ્રમાણમાં અજ્ઞાન અથવા જડ કહેવામાં આવે છે. વળી, જે આધાર, જે ક્ષેત્ર અથવા જે પાત્રમાં એ ધી શકિતનો જે પ્રમાણમાં વિકાસ થયો હોય છે તે આધાર અથવા તે ક્ષેત્ર તે પ્રમાણમાં જ્ઞાનશાલી અથવા શ્રેષ્ઠ કહી શકાય છે. એ પ્રકારની પૂર્ણ અવસ્થાનું નામ દિવ્ય જ્ઞાનનેત્ર કહેવાય છે. એક માત્ર ગાયત્રીની ઉપાસના દ્વારા જ એ ધી શકિત ક્રમે ક્રમે પ્રદીપ્ત

થઇને દિવ્ય જ્ઞાન નેત્ર અથવા તૃતીય ચક્ષુના રૂપમાં બદલાઇ જાય છે.

એ જ દિવ્યજ્ઞાન નેત્ર અથવા તૃતીય નેત્ર દ્વારા કોઇ પણ વસ્તુની અન્તર બાહ્ય સર્વ દિશાની પરીક્ષા અથવા દર્શન કર્યાં સિવાય કોઈ પણ વિષયનું સાચું તત્ત્વ જાણી શકાતું નથી.

ગાયત્રી મંત્ર દ્વારા દિવ્ય બ્રહ્મ જ્યોતિર્મય સવિતાનું જ ધ્યાન કરવામાં આવે છે. એ જ દિવ્ય બ્રહ્મ જ્યોતિર્મય સવિતા એ ગાયત્રીનો વાચ્ય શબ્દ છે.

"वाच्यवाचक सम्बन्धोः गायत्र्याः सवितुर्द्वयोः ।
वाच्योऽसौ सविता साक्षात् गायत्री वाचिका परा ॥"

અર્થાત્: "ગાયત્રી અને સવિતા વચ્ચે વાચ્યવાચક સંબંધ છે. ગાયત્રી એ વાચક અને સવિતા એ વાચ્ય છે. સવિતા એ જ સાધકની ધ્યાનસિદ્ધિનો એક માત્ર સહાયક છે. ગાયત્રી મંત્રના જપ કૌશલ દ્વારા સાધકના બુદ્ધિ ક્ષેત્રમાં અથવા કેન્દ્રમાં સવિતાની દિવ્ય બ્રહ્મ જ્યોતિ ઉદ્‌ભાસિત થઇને જ સાધકમાં જ્ઞાન, ભક્તિ અને પ્રેમનો પૂર્ણ વિકાશ કરી મદમસ્ત કરી દે છે. તે સમયે સાધક સમક્ષ જગત્–સંસાર સંબંધી વિષયેન્દ્રિય જ્ઞાન કાર્ય કરી શકતું નથી. તે સમયે તેને સર્વ વિષયો વિષવત્ જણાય છે. તે સાધકના હૃદયમાં નિરન્તર દિવ્ય પ્રકાશ રમત રમતો હોય છે, તેથી તેની મનેન્દ્રિય આદિ તેમાં વિહ્વલ થઈ જાય છે. એવી અનિર્વચનીય અવસ્થામાં અવસ્થિત રહીને જ શ્રીમન્મહાપ્રભુ ચૈતન્યદેવે કહ્યું છે કે:

"हृदाकाशे चिदाभाषे दिवाभाति निरन्तरम् ।
उदयास्त नजानामि कथं सन्ध्यामुपासयते ॥

અર્થાત્: સવિતાના દિવ્ય પ્રકાશથી અર્થાત્ ચિદાભાસથી હૃદયાકાશ નિરન્તર પ્રકાશિત હોવાથી તેને પછી સન્ધ્યા ઉપાસનામાં સમય

વ્યતીત કરવાનું પ્રયોજન અથવા કોઇ બીજું કર્ત્તવ્ય જ્ઞાન રહેતું નથી.

મન અને ઇન્દ્રિયોને પરમાત્મામાં સંયોજિત કરવા માટે સવિતાની સહાયતાનું પ્રયોજન છે. જે સાધકો એને પરમાત્મામાં સંયુક્ત કરવા ઇચ્છતા હોય તેમણે સવિતાની સહાયતા માટે તેમની સ્તુતિ આરાધના કરવી ઉચિત છે. કારણ કે સવિતા સર્વવ્યાપક છે, અને તેથી જ તેની ઉપાસના કરી અર્થાત્ ગાયત્રી ઉપાસના દ્વારા મનુષ્યે ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ કરવી એ જ મનુષ્ય ધર્મ છે.

× × ×

આ પ્રમાણે સર્વ આર્યશાસ્ત્ર અને આર્ય ઋષિઓની આલોચના અને ઉપદેશ દ્વારા આપણે સિદ્ધાન્ત કરી શકીએ છીએ કે: ગાયત્રી મંત્ર એ જ પરમ બ્રહ્મની ઉપાસના અથવા શ્રી ભગવાનની કૃપા પ્રાપ્ત કરવાનું એક માત્ર બ્રહ્માસ્ત્ર છે. એ બ્રહ્માસ્ત્રના સંશોધનથી દિવ્યોજ્વલ બ્રહ્મ જ્યોતિ અર્થાત્ શ્રી ભગવાનના શ્રી અંગનાં કિરણ મંડલની મધ્યમાં તેમનું અતુલ શ્રીરૂપ દર્શન અવશ્ય થઇ શકે છે. સૂર્ય જેમ આપણામાં જગદ્દર્શનનું સામર્થ્ય ઉત્પન્ન કરે છે તે જ પ્રમાણે ગાયત્રીની ઉપાસનાથી સવિતાની દિવ્ય જ્યોતિ પણ આપણામાં શ્રી ભગવદ્દર્શન પ્રાપ્તિનું સામર્થ્ય ઉત્પન્ન કરી શકે છે. અપાર્થિવ દિવ્ય તત્ત્વનું દર્શન કરવા માટે સવિતાના એ દિવ્ય લોક સિવાય સૂર્યના માત્ર પ્રકાશથી કઇ સમ્ભવિત થતુ નથી. તે માટે જ ગાયત્રી મંત્રના જપ કૌશલ્ય દ્વારા દિવ્ય પ્રકાશનો હૃદયમાં સંચાર કરી લેવો જોઇએ. એ જ શ્રી ગુરૂશાસ્ત્ર અને આર્ય ઋષિનો નિશ્ચિત ઉપદેશ અને આજ્ઞા છે.

અમારા કથનને કોઈએ અતિશયોકિત ભરેલું માનવું નહિ. અનન્તદેવ સહસ્રમુખે પણ એના ગુણગાન સંપૂર્ણ રીતે કરી શક્યા

નથી, ચતુર્વેદ, એકસો આઠ ઉપનિષદ્, ષડદર્શન, તન્ત્ર, પુરાણુ આદિ, ગીતા, ચણ્ડી, ભાગવત વગેરે અનેક આર્યશાસ્ત્ર જેની :વિભૂતિનો એક પાદ છે, અને બીજા ત્રણ પાદમાં મહત્તર પરમાર્થ સત્યરૂપ, અવિકારી પુરૂષ સ્વરૂપે નિત્ય પ્રતિષ્ઠિત છે, તેમના સંબંધી કોઈ પણ વિષય અતિશયોકિતયુકત કહેવાય નહિ. એજ ગાયત્રી મંત્રના પ્રભાવથી સવિતાની દિવ્ય જ્યોતિએ દુર્વાસા ઋષિના હૃદયમાં પ્રવેશ કરીને ઇન્દ્ર, ચન્દ્ર, વાયુ વરૂણ દેવતાઓને શંકાશીલ કર્યા હતા અને સર્વ દેવોને કમ્પિત કર્યાં હતા.

એજ ગાયત્રી મંત્રના તેજ પ્રભાવ વડે દુર્વાસા શ્રી કૃષ્ણની પરીક્ષા કરવા માટે, એક દિવસ શિષ્યો સહિત યમુનાના મધ્ય જળમાં ઉપસ્થિત થયા ત્યારે યમુનાનાં જળના બે વિભાગ થયા હતા, અને શ્રી કૃષ્ણની આજ્ઞાથી વ્રજમંડલની સર્વ વ્રજાંગનાઓએ મ્હોટાં મ્હોટાં દહીં, દૂધ અને માખણના માટલાં લઈને દુર્વાસાની સેવા કરી હતી. એજ ગાયત્રીના દિવ્ય તેજ દ્વારા તેજસ્વી થઈને ભૃગુ મુનિએ શિવ બ્રહ્માદિની શકિતનો પરાજય કરીને વિષ્ણુની પરિક્ષા કરી હતી; વળી જૂવો ! સ્વર્ગમાં કોલાહલ થઇ રહ્યો છે, દેવ, દૈત્ય, દાનવ સર્વ ત્રાસ પામી ભય ચકિત થઇ રહ્યા છે. નર–પશુ ગભરાઇ રહ્યાં છે. જળ જંતુ વિનાશગ્રસ્ત થયાં છે. શું તમે જાણો છો કે એમ શાથી થયું છે ? ગાયત્રીના તેજથી તેજસ્વી થઇને અગસ્ત ઋષિ સમુદ્રનું શોષણ કરી રહ્યા છે. વળી જૂવો ! ગાયત્રીની ઉપાસનાને પ્રભાવે પ્રભાવન્વિત થયેલા જુહુમુનિ ગંગા પાન કરી રહ્યા છે. વળી જૂવો ! ગાયત્રીના તેજ વડે વીર્યવાન બનેલા ક્ષત્રિય સન્તાન વિશ્વામિત્ર ! ગુરૂ વાસિષ્ટનું રાજ વિધ્વંશ કરીને દ્વિતીય સ્વર્ગ, દ્વિતીય જગતની રચના કરી રહ્યા છે. અને હજી પણ જૂવો ! સત્યકામ જાબાલી ઋષિ, ભરત, વિદુર, સૌતિ વગેરે ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રના સન્તાન પણ એજ ગાયત્રી મન્ત્રના પ્રભાવથી બ્રહ્મણ્ય તેજ પ્રાપ્ત કરીને બ્રાહ્મણત્વ પ્રાપ્ત કરી શક્યા હતા.

અરે! ગાયત્રીની ઉપાસનાથી—સવિતાના દિવ્ય તેજ પ્રભાવથી શાક્ય-સિંહમાં બુદ્ધાવતાર, શંકરમાં શંકરાવતાર અને શચીના પુત્ર નિમાઇમાં શ્રી રાધાકૃષ્ણાવતારનો વિકાશ થયો હતો.

શચી માતાને ગર્ભ સંચાર થયો ત્યારે તેઓ હમેશાં એક દિવ્ય જ્યોતિનાં દર્શન કરતાં હતાં. ત્યાર પછી એક દિવસ તેમણે જોયું કેઃ એજ જ્યોતિ તેમના ગર્ભમાં પ્રવિષ્ટ થઇ છે. તેમ થવાથી તેમને અનેક અદ્ભૂત દર્શન થતાં હતાં. બાળક નિમાઇના જન્મ સમયે પણ નાના પ્રકારનાં શુભ લક્ષણ જણાતાં હતાં. બાળકને ઉપનયન સંસ્કાર થયા તે સમયે સાવિત્રી મંત્ર ગ્રહણ કરતાં તેમને ભાવ સમાધિ થતી હતી અને એ સ્થીતિમાં પ્રસંગોપાત તેઓ સવિતાની દિવ્ય જ્યોતિમાં આત્મભાન ભૂલી જતા હતા. એક સમયે તેમણે શચિ માતાને કહ્યું છે કેઃ "**ह्रदाकाशे चिदामाये दिवाभाति निरन्तरम, उदयास्त न जानामि ।**" વગેરે. સર્વે તેમને સવિતાની દિવ્ય જ્યોતિનાં દર્શન થવાનો જ સ્પષ્ટ પરિચય આપે છે. વિદ્યાભ્યાસ સમયે અને વિદ્વાન થયા પછી પણ તેમને એ દિવ્ય જ્યોતિ દર્શનનો અનેક સમયે પરિચય થયો હતો. વૈષ્ણવ શિરોમણી શ્રી ચૈતન્ય મહાપ્રભુનો અદ્ભૂત લીલા આપણે વાંચીએ છીએ ત્યારે વિસ્મિત થવું પડે છે. કહેવાનું તાત્પર્ય એ જ છે કે: ગાયત્રી મંત્ર જપ, ગાયત્રી દેવીની ઉપાસના મનુષ્ય માત્રને દિવ્ય જ્યોતિ દર્શનનો લાભ આપી જીવન મરણથી વિમુક્ત કરે છે. માટે જ વાચક બંધુઓ! તમે પણ તે જ વેદ માતાની ઉપાસના કરી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર પદાર્થની પ્રાપ્તિ કરો. ગાયત્રી તંત્રમાં કહ્યું છે કે:

**"सर्व्ववेदमयी विद्या गायत्री परदेवता ।**
**परस्य ब्रह्मणो माता सर्व्ववेदमयी सदा ॥**
**महाभावमयी नित्या सच्चिदानंद रूपिणी ॥**

ગાયત્રી તંત્ર

અર્થાત્: "પરદેવતા સ્વરૂપિણી ગાયત્રી એ સર્વ વેદમયી, વિદ્યા-રૂપા, સાક્ષાત્ પરબ્રહ્મની પ્રસૂતિ અને સ્વરૂપા છે. સર્વ દેવમયી, મહા-ભાવ સ્વરૂપિણી, નિત્યા અને સતચિદ્ આનન્દ સ્વરૂપિણી છે." તેમજ:—

**"ॐ अन्यथा पातित्या शंकया।"**

અર્થાત્: "વૈધ સાધન માર્ગે સન્ધ્યા મંત્ર દ્વારા ગાયત્રીની ઉપાસના દ્વારા હૃદયમાં ભગવદ્‌ભાવ પ્રતિષ્ઠિત કરી શકાય નહિં તો પતિત થવાની શંકા છે."

એ જ કારણને લીધે અમે બ્રાહ્મણ, ક્ષત્રિય આદિ જાતિઓને પુનઃ પુનઃ કહીએ છીએ કે તમારા પ્રાચીન ઋષિ મુનિ પ્રદર્ષિત સન્ધ્યા ઉપાસના અને ગાયત્રી મંત્ર જપ કરીને તપઃસિદ્ધ બનો અને સાચા બ્રહ્મરૂપ બની બ્રહ્મદેવ રૂપે જગતમાં પૂજ્ય થાઓ. એ જ અમારી નમ્ર વિનંતિ છે.



# ગાયત્રી મંત્રમાં ત્રણ વ્યાહૃતિનો ઉપયોગ +



**भूः — भुंवः — स्वः ॥**

ગાયત્રી મંત્રના ઉપાસક બ્રાહ્મણે ત્રણ વ્યાહૃતિનો ઉપયોગ કરવાનો છે. એ ત્રણ વ્યાહૃતિના નામ **भूः भुंवः स्वः।** ગાયત્રી મંત્ર ભણતાં પહેલાં એ ત્રણ વ્યાહૃતિઓ બોલવી જોઇએ. બ્રાહ્મણે ત્રણ વ્યાહૃતિ, ક્ષત્રિયે બે વ્યાહૃતિ અને વૈશ્યે એક વ્યાહૃતિ બોલવી જોઇએ. **ગાયત્રી મંત્ર** ( વ્યાહૃતિ સહિત ) આ પ્રમાણે છે.

**ॐ भूः भुंवः स्वः ॐ तत् सवितुर्वरेण्यम् भर्गो देवस्य धीमहि धियोयोनः प्रचोदयात् ॥**

ઉપરોક્ત ત્રણ વ્યાહૃતિ લખી છે તેના મહિમાનું વેદોમાં પણ વર્ણન છે. છાન્દોગ્ય ઉપનિષદ્‌ના ચતુર્થ અધ્યાયમાં એક પ્રસંગ છે. એક સમયે પ્રજાપતિએ લોકોમાં સાર વસ્તુ જાણવાની ઇચ્છાથી તપ (વિશ્વ-

---

+ ગાયત્રી મંત્ર સાથે સપ્ત વ્યાહૃતિઓનો કેવો સંબંધ છે, તેના સંબંધમાં બંગાલાના સુપ્રસિદ્ધ ગાયત્રી ઉપાસક મહાત્મા શ્રી યોગપ્રકાશ બ્રહ્મચારીએ પોતાના "ગાયત્રી ઉપાસના" નામક ગ્રંથમાં બહુ વિસ્તાર પૂર્વક એક લેખ લખ્યો છે. પુસ્તકનું કદ વધી જવાને લીધે ભવિષ્યમાં તે પ્રકટ કરવાની ઈચ્છા છે.

ડા. રા. મ્હેતા.

વિષયક સંયમ ) કરવા લાગ્યા. તપ કરવાથી તેમણે પૃથ્વીમાં અગ્નિ દેવતાને, અંતરિક્ષમાં વાયુ દેવતાને, અને સ્વર્ગમાં આદિત્ય દેવતાને સાર રૂપ જોયા. પુનઃ તપ ( દેવતા વિષયક સંયમ ) કરવાથી અગ્નિમાં ઋગ્વેદને, વાયુમાં યજુર્વેદને અને આદિત્યમાં સામવેદને સારરૂપ જોયા. પુનઃ તપ ( વેદ વિષયક સંયમ ) કરવાથી ઋગ્વેદમાં **भूः** ને, યજુર્વેદમાં **भुवः** ને અને સામવેદમાં **स्वः** વ્યાહૃતિને સાર રૂપ જોયાં. તેથી એ ત્રણ મહા વ્યાહૃતિ એ લોક, દેવ અને વેદોમાં સાર તત્ત્વ વસ્તુ છે. "**भूः**" નો અર્થ **सत्**, "**भुवः**" નો અર્થ **चित्** અને "**स्वः**" નો અર્થ આનન્દ છે. એથી જ એ ત્રણ વ્યાહૃતિઓનો ઉપયોગ ગાયત્રી મંત્ર ભણતાં પહેલાં જ કરવો જોઇએ.

એ ઉપરાંત બીજી ચાર વ્યાહૃતિઓ છે. તેમાં "**महः**" એટલે સર્વાતિશય મહત્તરનું નામ છે. "**जनः**" સર્વના કારણનું નામ છે. "**तपः**" સર્વ તેજોરૂપ પરતેજનું નામ છે. અને "**सत्य**" સર્વ વિઘ્નો રહિતનું નામ છે. એટલે ઘણા ઉપાસકો સપ્ત વ્યાહૃતિ બોલીને ગાયત્રીની ઉપાસના કરે છે. વ્યાહૃતિઓનો અને ગાયત્રી મંત્રનો અર્થ સમજીને જે ઉપાસના કરવામાં આવે છે તેનું જ શુભ ફળ સત્ત્વર પ્રાપ્ત થાય છે. બ્રાહ્મણે ત્રણ વ્યાહૃતિ સહિત ગાયત્રીની ઉપાસના તો નિત્ય કરવી જ જોઈએ.

# ગાયત્રી મંત્ર અને ગાયત્રી સ્તુતિ.

**ॐ ભૂર્ભુવઃ ॐ સ્વઃ ॐ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્ ॥**

વેદ તથા શાસ્ત્ર આદિ ગ્રન્થોમાં વર્ણવેલા, પ્રસિદ્ધ અંધકાર રૂપ અજ્ઞાનનો નાશ કરનાર, સર્વને ઉપાસનાથી પ્રાપ્ત કરવા યોગ્ય સૂર્યમણ્ડલમાં રહેલા પરમાત્માના તેજનું અમે ધ્યાન કરીએ છીએ, જે અમારી બુદ્ધિને સત્કર્મમાં પ્રેરે.

## ગાયત્રી સ્તુતિ.

( શાર્દૂલ વિક્રિડિતમ્. )

**મુક્તાવિદ્રુમહેમનીલધવલચ્છાયૈર્મુખૈસ્ત્રીક્ષણૈ**
**ર્યુક્તામિન્દુનિબદ્ધરત્નમુકુટાં તત્ત્વાર્થવર્ણાત્મિકામ્ ।**
**ગાયત્રીં વરદાભયાંકુશકશાં શુભ્રં કપાલં ગુણમ્**
**શંખં ચક્રમથારવિંદયુગલં હસ્તૈર્વહન્તીં ભજે ॥**

મોતી, પ્રવાલ અને સોનાના સંયુક્ત તેજવાળી, કાન્તિથી સુશોભિત મુખોવાળી, ત્રણ નેત્રોવાળી, ચંદ્ર સહિત રત્નજડિત મુકુટવાળી, તાત્વિક અર્થના વાચક વર્ણો—અક્ષરો—શબ્દોવાળી, ઇષ્ટ વસ્તુ આપનારી, અભય આપનાર અંકુશ, સ્વચ્છ કપાલ, દોરી, શંખ, ચક્ર અને બે કમળોને હાથમાં ધારણ કરનારી ગાયત્રી દેવીને હું ભજું છું.

## ગાયત્રી શીર્ષ અને ગાયત્રી શાપ વિમોચન.

ગાયત્રી મંત્રનો જપ કરતાં પહેલાં ગાયત્રી શીર્ષ ૧૦૮ વખત અને ગાયત્રી શાપ વિમોચન એક વખત શ્રદ્ધા પૂર્વક ભણી જવું અને પછી ગાયત્રી મંત્રનો જપ કરવો.

### ગાયત્રી શીર્ષ.

ॐ आपोज्योति रसोऽमृतं ब्रह्म भूर्भुवः स्वरोम् ।

### ગાયત્રી શાપ વિમોચન.

अस्य श्री ब्रह्म शाप विमोचन मन्त्रस्य ब्रह्मर्षिः । भुक्ति मुक्ति प्रदा ब्रह्मशाप विमोचनी गायत्री शक्तिर्देवता । गायत्री छन्दः । ब्रह्मशाप विमोचनार्थं जपे विनियोगः । गायत्रीं ब्रह्मेत्युपासीत यद्रूपं ब्रह्मविदो विदुः । तां पश्यन्ति धीराः सुमनसा धीरा वाचामग्रतः । ॐ वेदान्तनाथाय विद्महे हिरण्य गर्भस्य धीमहि । तन्नो ब्रह्म प्रचोदयात् । ॐ देवी गायत्री त्वं ब्रह्मशापाद्विमुक्ता भव ॥

अस्य श्री वसिष्ठ शाप विमोचन मन्त्रस्य निग्रहानुग्रहकर्त्ता वसिष्ठऋषिः। वसिष्ठानुगृहीता गायत्री शक्तिर्देवता विश्वोद्भवा गायत्री छन्दः । वसिष्ठशाप विमोचनार्थं जपे विनियोगः । ॐ सोऽहमर्कमयं ज्योतिरात्मज्योतिरहं शिवः । आत्मज्योतिरहं शुक्रः सर्वज्योतिरसोऽस्म्यहम् । (इत्युक्त्वा योनिमुद्रां प्रदर्श्य गायत्री त्रयं पठित्वा) ॐ देवी गायत्री त्वं वसिष्ठशापाद्विमुक्ता भव ।

अस्य श्री विश्वामित्र शाप विमोचन मन्त्रस्य नूतन सृष्टिकर्त्ता विश्वामित्र ऋषिः विश्वामित्रानुगृहीता गायत्री शक्तिर्देवता, वाग्देहा गायत्री छन्दः, विश्वामित्र शाप विमोचनार्थं जपे विनियोगः, गायत्रीं भजाम्यग्निमुखीं विश्वगर्भा यदुद्भवाः । देवाश्चक्रिरे विश्वसृष्टिं तां कल्याणीमिष्टकरीं प्रपद्ये यन्मुखान्निःसृतोऽखिलवेदगर्भः ।

शापयुक्तातुगायत्री सफला न कदाचन ।
शापादुत्तरिता सातु भुक्ति मुक्ति फलप्रदा ॥

---

× આહ્નિક સૂત્રાવલી, પૃષ્ઠ ૬૩–૬૪.

# અષ્ટમ અધ્યાય

## ગાયત્રી મંત્ર.

ॐ भूर्-भूवः-स्वः
ॐ तत् सवितुर्वरेण्यम्
ॐ भर्गो देवस्य धीमहि
धियो योनः प्रचोदयात् ॥ ॐ ॥

**શબ્દાર્થ**

ॐ એ પરમાત્માનું સર્વથી શ્રેષ્ઠ નામ છે. પ્રત્યેક વેદમાં આદિ અને અન્તમાં એ શબ્દનો ઉપયોગ કરવાની આજ્ઞા છે: એનું વિસ્તૃત વિવેચન "ઓમકાર જપ વિધિ"× નામક અમારા પુસ્તકમાં લખવામાં આવ્યું છે.

भूर्-भूरिति प्राणः । જે સર્વ પ્રાણિઓને જીવિત રાખે છે.

भुवः-भुवरित्य पानः । જે પોતાના ભકતોને સર્વ દુ:ખોથી દૂર કરે છે.

---

× ૐકાર જપ વિધિ—નામક પુસ્તક હવે પછી સત્વર પ્રકટ થશે.

**स्वः-स्वरिति व्यानः** । જે સર્વ જગતને ગતિ આપે છે. ચલાવે છે.

**तत्** । તે.
(૧) **सवितुः**-સર્વ જગતને ઉત્પન્ન કરનાર.
(૨) **देवस्य**-દેવનો.
(૩) **वरेण्यम्**-અત્યન્ત આનન્દદાયક.
(૪) **भर्ग**-તેજ.
(૫) **धीमहि**-અમે ધ્યાન કરીએ છીએ.
(૬) **यः**-જે
(૭) **नः**-અમારી
(૮) **धियः**-બુદ્ધિને
(૯)-**प्रचोदयात्**-પ્રેરણા કરે

## ભાવાર્થ

અર્થાત્: (ૐ) જે સર્વ પ્રાણીઓનું જીવન છે, જે પોતાના સર્વ ભક્તોના દુઃખનું નિવારણ કરનાર છે અને જે સર્વ જગતને ગતિ અર્પણ કરી રહ્યો છે-ચલાવી રહ્યો છે, જે સર્વને ઉત્પન્ન કરનાર સવિતાદેવ (સૂર્ય નારાયણ ભગવાન)ના અત્યંત આનન્દદાયક તેજનું અમે ધ્યાન કરીએ છીએ. તેજ સવિતાદેવ અમારી બુદ્ધિમાં પ્રેરણા કરે.

અથાત્: આલોક અને પરલોક સંબંધી અમારૂં જે જે કર્ત્તવ્ય છે તે અમારી બુદ્ધિમાં યથાર્થરૂપે પ્રકટ થાઓ-પ્રકાશિત થાઓ અને તે યથાર્થરૂપે અમારા સમજવામાં આવે.

## આશય.

આશય એ છે કેઃ બુદ્ધિ એ સ્વયં જડ પદાર્થ છે. એની ગતિ

પ્રેરણાને આધિન રહે છે. " ખાવું, પીવું અને મોજમજાહ કરવી એ ઇન્દ્રિયોની પ્રેરણાઓ છે. ઇન્દ્રિયોને પ્રેરણા થાય છે તે પ્રમાણે જ મનુષ્ય આહાર, વિહાર અને ભોગવિલાસમાં પ્રવૃત્ત થાય છે. પરન્તુ આત્માની પ્રેરણા મોક્ષને અનુકૂળ થયા કરે છે. પ્રથમની પ્રેરણા કર્મ-સૃષ્ટિની થાય છે, અને બીજી પ્રેરણા બ્રહ્મસૃષ્ટિની હોવ છે એ બન્ને પ્રેરણા પરસ્પર વિરાધી સ્વભાવની છે. કર્મસૃષ્ટિની પ્રેરણા એ મનુષ્યને અધોગતિ તરફ લઇ જાય છે અને બ્રહ્મ-સૃષ્ટિની પ્રેરણા એ સર્વ સુખ અને મોક્ષપદ આપનાર છે. " (ગી. ૨)

ગાયત્રી મંત્ર દ્વારા પરમેશ્વરની પ્રાર્થના કરવામાં આવે છે કે: અત્યારે અમારી બુદ્ધિ જે સ્થૂલ વસ્તુઓ દ્વારા પ્રેરિત થઈ રહી છે તેને બદલે તે તમારી (પરમેશ્વર) દ્વારા પ્રેરિત થાઓ. અર્થાત્: અમારી બુદ્ધિને ચલાવવાનું યંત્ર તમે (પરમેશ્વર)જ છો. અર્થાત્: અમે જે કાંઇ જોઇએ, સાંભળીએ, વિચાર કરીએ અને જે કાંઇ કર્મ કરીએ તે સર્વ તમારી ઇચ્છાનુકૂળ થાઓ. એજ ગાયત્રી મંત્રના મૂળ આશય છે. એજ મૂળ ઉદ્દેશ્ય છે.

વાંચક બંધુઓ ! ગાયત્રી માતાની ઉપાસનાનો કેવો અલૌકિક પ્રભાવ છે તેમજ તેની ઉપાસના કરનારનું તેઓ કેવું સંરક્ષણ કરે છે તે તમે વાંચ્યું. એ પરમપવિત્ર માતા ઉપાસના કરનારની મન કામના કેવી રીતે પરિપૂર્ણ કરે છે તે પણ તમે જેયું. હવે માત્ર તમે ઉપાસના કરવાનું શરૂ કરો અને સર્વ પ્રકારે સુખી થાઓ એજ અમારી નમ્ર પ્રાર્થના છે.

## ગાયત્રી મંત્ર જપ કરવાની વિધિ

અનેક ગાયત્રી ઉપાસકો ગમે તેવી રીતે મંત્ર જપ કરે છે અને તેમ કરવાથી તેમને મનવાંચ્છિત ફળ પ્રાપ્ત થતું નથી. એક યોગી મહાત્માએ અમને એની વિધિ બતાવી છે. તેઓ કહેતા હતા કે: સીધા ટટાર સુખાસને અથવા પદ્માસને બેસવું, ગુદાને સંકોચવી અને અપપાન

વાયુને નાભીમાં પ્રાણવાયુ સાથે ધારણ કરવો. તેમજ બરડાની કરોડમાં છેલ્લો મણકો મૂલાધાર છે તે આ નીચેના ચિત્ર નં. ૧માં× બતાવ્યો છે




ચિત્ર નંબર ૧

---

×ષટ્ચક્ર અને સપ્ત વ્યાહુતિ સંબંધી વિશેષ ખુલાસો અમારા તરફથી હવે પછી પ્રકટ થનાર "સચિત્ર" "સરલ યોગ શિક્ષા" નામક ગ્રંથમાં પ્રકટ થશે. ડા. રા. મ્હેતા.

ત્યાંથી ઓમ્કાર સહિત ગાયત્રી મંત્રનો ઉચ્ચાર કરવો. પ્રથમ મૂલાધાર ચક્રમાં એક ગાયત્રી અને તે પછી સ્વાધિષ્ઠાન, મણિપૂરક, અનાહત, વિશુદ્ધાખ્ય, આજ્ઞા અને તે પછી શૂન્ય અર્થાત્ સહસ્ત્ર દળ કમળમાં પ્રાણવાયુને લઈ જવો, અને તે પ્રત્યેક ચક્રમાં સપ્ત, ત્રણ અથવા એક વ્યાહૃતિ સાથે એક એક ગાયત્રી મંત્રનો જાપ કરવો અને પછી પુનઃ શૂન્ય અર્થાત્ સહસ્ત્ર દલ કમળથી એક એક ગાયત્રીનો જાપ કરતાં કરતાં નીચે મૂળાધાર ચક્ર સુધી ગાયત્રી મંત્રનો ઉચ્ચાર કરવો જોઈએ.

આ પ્રમાણે જેટલો બને તેટલો વખત શ્વાસ રોકીને ગાયત્રી મંત્રનો જાપ કરવાથી ષટ્ ચક્રનો ધીમે ધીમે વિકાસ થાય છે અને કુંડલિની શક્તિ સતેજ (જાગૃત) થાય છે. જો બને તો સપ્ત વ્યાહૃતિ સાથે એક એક ગાયત્રી મંત્રનો જાપ કરી શકાય તો વધારે સારૂં પણ ન બને તો માત્ર ત્રણ કે એક વ્યાહૃતિ (અર્થાત્ ૐ) સહિત ગાયત્રી મંત્રનો જાપ કરવો. એ વખતે ચિત્ત તદ્દન શાંત, મન બીજા વિચારો વગરનું અને હૃદયમાં અરૂણ સમયે જણાતા સિંદુરીયા રંગના સૂર્ય ભગવાનનું ધ્યાન કરી ત્યાંજ શ્રી ગાયત્રી માતાના મંત્રોચ્ચાર કરવા જોઈએ. ચિત્તની અને મનની શાંતિ, એકાગ્રતા વગર કોઈ મંત્રો ફળિભૂત થતા નથી. એકાંત, સુંદર, સુવાસિત સ્થાન, સૌગંધિત ધૂપ અને ઘીનો દીવો, અગરબત્તી તથા સુવાસિત પુષ્પોથી ઓરડાને પવિત્ર બનાવી દેવો જોઈએ અને ગાયત્રી માતાની છબીનું પૂજન અર્ચન કરવું જોઈએ.

ચોવિશ લક્ષ ગાયત્રી જાપ કરવાથી એક પુરશ્ચરણ થાય છે, પરંતુ ગૃહસ્થાશ્રમી અને જંજાળી ઉપાસકોથી એટલું બધું ન બને તો સવાલક્ષ ગાયત્રીના મંત્રનું એક એક પુરશ્ચરણ, દશાંશ હોમ, તેથી દશાંશ તર્પણ તેનાથી દશાંશ માર્જન અને તેનાથી દશાંશ બ્રહ્મભોજન કરાવવું. જો હોમ, માર્જન વગેરે ન બને તો તેટલા મંત્ર જાપ

વધારે કરવાથી તેનું શુભ ફળ પ્રાપ્ત થાય છે. આ વિધિ એક મહાત્માની અનુભવસિદ્ધ છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય (દ્વિજ) જાતિએ અનુભવવા યોગ્ય અને તેનો લાભ લેવા જેવું છે. કોઈ પણ ઇષ્ટ મંત્ર હોય પણ તે ઉપર બતાવેલી વિધિ પ્રમાણે બરડાની કરોડ જેને મેરૂ દંડ કહે છે તેમાં સપ્ત વ્યાહૃતિઓ બતાવી છે ત્યાં દષ્ટિ સ્થિર કરીને મંત્ર જાપ કરવામાં આવશે તો અવશ્ય મંત્ર જાગૃત થશે એટલું જ નહિ પણ સકામ કે નિષ્કામ મનવાંચ્છના પરિપૂર્ણ થશે.



## સન્ધ્યાવંદનમાં સૂર્યોપાસના.

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય (દ્વિજાતિ) માટે સન્ધ્યા, ગાયત્રી અને સૂર્યોપાસનાની વિધિ શાસ્ત્રકારોએ દર્શાવી છે. સૂર્ય એજ જગતનો પ્રાણ છે અને સૂર્યમાંથી જ સર્વ જડ, ચેતન જીવોને નવચેતન મળે છે. સૂર્યમાંથી સાત રંગ અર્થાત્ સમાશ્વ જગતમાં પ્રેરાય છે. એ રંગથી જીવાત્માઓ ઉપર જૂદી જૂદી પ્રેરણા થાય છે. આપણા ઋષિ મુનિઓએ સૂર્યોપાસનાની વિધિ દર્શાવી છે. તેમાં નીચે લખેલી એક વિધિ અત્રે પ્રગટ કરવામાં આવે છે. આ વિધિ અમને અમદાવાદની મિડલ સ્કુલના માજી હેડમાસ્તર સ્વર્ગસ્થ છોટુભાઇ શંકરજી દેસાઇ બી.એ. એ બતાવેલી અને એ વિધિથી સૂર્યોપાસના શારીરિક, માનસિક અને આધ્યાત્મિક અનેક વિધ લાભ થાય છે.

પ્રાતઃકાલ અથવા મધ્યાહ્ન કાલે ખુલ્લા શરીરે પૂર્વાભિમુખ ઉભા રહેવું અને બાજુમાં બતાવેલા ચિત્ર નં. ૨ પ્રમાણે બે હાથ ઉંચા રાખી બે હાથના અંગુઠા બાજુમાં બતાવેલા ચિત્ર પ્રમાણે અંગુઠા એક બીજા સાથે સંલગ્ન કરવા. આંગળાં છૂટાં છૂટાં રાખવાં અને મનમાં જ **ॐ घृणि सूर्य आदित्यः** એ મંત્રનો જાપ કરવો. કેટલા મંત્ર જાપ કરવા એની ગણત્રી નહિ રાખતાં વખતની ગણત્રી રાખવી,



ચિત્ર નં. ૨

શરૂઆતમાં પા કલાકથી વધતાં એક કલાક સુધી મંત્ર જપ કરવો અને તે પહેલાં કે તે પછી વખત હોય તો પોતાના દેવ ગૃહમાં બેસી ગાયત્રી મંત્રનો જપ કરવો. નેત્ર બંધ કરી મ્હોં નીચું રાખી દાઢી છાતી સાથે લગાડવી અને હૃદયમાં રક્ત વર્ણના તેજમાં ગાયત્રી માતાનું અને સૂર્ય ભગવાનનું ખુલ્લા શરીરે ખુલ્લી જગ્યામાં ઉભા રહી ધ્યાન કરવું.

આ પ્રમાણે પ્રાતઃકાલના કોમળ સૂર્યનાં કિરણો આંગળાં દ્વારા આપણા શરીરમાં આકર્ષવાં અથવા સવારે અગીઆર કે બાર વાગે સુર્ય સ્હામે ઉભા રહી ઉપલા મંત્રનો જપ કરવો. સુર્યનો તાપ મસ્તકે ન લાગે તે માટે એક ધોયેલું સફેદ વસ્ત્ર જાડી ગડી વાળીને મસ્તક ઉપર રાખવું. તેમજ પગ નીચે પણ કોઇ જાડી સેતરંજી કે બીજું કોઈ સ્વચ્છ લુગડું રાખવું જેથી પગને તાપ લાગે નહિ. આ પ્રયોગથી શરીરમાંથી પરસેવો ખૂબ નિકળી જવાથી શરીરના અનેક વ્યાધિ દૂર થાય છે, અને મન પવિત્ર થાય છે. એ ઉપરાંત બીજા પણ અનેક લાભ થાય છે.+

---

+સન્ધ્યાવિધિનાં પુસ્તકો બજારમાં ચોપડીઓ વેચનારને ત્યાં મળે છે. તેમાંથી સંપૂર્ણ સન્ધ્યા વિધિ જોઈ લેવી. ડા. રા. મ્હેતા.

## વ્યાધિઓ ઉપર ગાયત્રી મંત્રનું જળપાન.

**ગાયત્રી** મંત્ર એ બુદ્ધિ વૃદ્ધિ કરવાની અદ્વિતીય ઔષધિ છે એ તો સર્વત્ર સુપ્રસિદ્ધ છે. બુદ્ધિની સર્વથી અધિક આવશ્યકતા વિદ્યોપાર્જન હોય છે, તેથી બાળકો અને વિદ્યાર્થીઓ માટે ગાયત્રી જપ એ અમૃત સમાન ઉપકારક છે. પ્રાચીન કાલમાં વિદ્યાર્થીઓને પ્રથમ ગુરૂઓ દ્વારા ગાયત્રી મંત્રની દીક્ષા આપ્યા પછી ગુરૂકુળમાં પ્રવેશ કરાવતા હતા. આજ કાલના ગુરૂકુલોમાં પણ એ જ પ્રથા પ્રવર્તે છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે : ગાયત્રી મંત્રનો શિક્ષણની સાથે ઘનિષ્ટ સમ્બન્ધ છે. એના જપથી બાળકોની બુદ્ધિનો વિકાશ થાય છે. એમનાં શરીર, મન અને મસ્તિષ્કમાં કોઇ વ્યાધિ–દોષ હોય તો તે સર્વ દૂર થઈ જાય છે. વિદ્યાભ્યાસમાં તેનું ચિત્ત ચોટે છે અને તેમાં તેને આનન્દ પ્રાપ્ત થાય છે.

પરન્તુ જેને ગાયત્રી મંત્રનો અધિકાર નથી અથવા જેને ઉપનયન સંસ્કાર થયા ન હોય, તેને ગાયત્રી મંત્રથી મંત્રેલું જળ પાવામાં આવે તો તેનાથી પણ તેને ઘણો લાભ થાય છે. અર્થાત્ જપ કરતી વખત એક સ્વચ્છ જળ ભરેલું પંચપાત્ર ( પવાલું ) અથવા એક ન્હાની લોટી પોતાની સ્હામે મુકવી અને જપ કરતી વખતે મનમાં એવી

ભાવના કરવી કે એ જળનું પાન કરનારની બુદ્ધિ અવશ્ય શુદ્ધ થશે. બસ, એ જળ જેને પીવડાવવામાં આવશે તેની બુદ્ધિ અવશ્ય શુદ્ધ થશે. એક માસ પર્યંત એ પ્રયોગ કરી જૂવો. તમને તેનો અનુભવ થશે.

જ્યાં એવું અભિમંત્રિત જળ આપી શકાતું ન હોય ત્યાં કેવળ સંકલ્પ માત્રથી જ કાર્ય સિદ્ધ થાય છે. જે ઇચ્છા પૂર્વક જપ કરવામાં આવે છે તે ઇચ્છાને સંકલ્પ કહે છે. અમુક પુરૂષ અથવા સ્ત્રીની બુદ્ધિ શુદ્ધ થાઓ, અથવા અમુક વ્યાધિનું નિવારણ થાઓ, એ પ્રમાણે સંકલ્પમાં ફેરફાર કરીને પોતાના અથવા અન્યના શારીરિક-માનસિક સર્વ વ્યાધિ દોષ દૂર કરી શકાય છે. એવો વિજ્ઞાનનો અટલ સિદ્ધાન્ત છે.

ગાયત્રી મંત્રનો અદ્ભુત ચમત્કાર છે. એ સંબંધી આ પુસ્તકમાં એક સ્થળે વિસ્તારથી લખવામાં આવ્યું છે. માત્ર ગાયત્રી મંત્રના જપથી જ અનેક વ્યાધિ મટી જાય છે. એનાં દૃષ્ટાંતો પણ અમે પ્રકટ કર્યાં છે.

ખંભાતમાં મ્હારા એક વૈશ્ય મિત્રને મળવા જવાનું થયું. તેઓ કેટલાક દિવસથી વ્યાધિગ્રસ્ત હતા. મ્હેં તેમના શરીરની સ્હામે જોઈ શાંતિથી ગાયત્રી મંત્રનો જપ કરવાનું શરૂ કર્યું. થોડી વાર પછી તેમના શરીરને કંઈક આરામ જણાયો. વળી પુનઃ સાંજે પાંચ છ વાગે પણ એ પ્રમાણે જ ગાયત્રી મંત્રનો જપ કર્યો, અને ગાયત્રી મંત્રનો જપ કરી જળપાન કરાવ્યું. એથી તેમને તે દિવસે રાત્રિએ સારી ઉંઘ આવી અને વ્યાધિ પણ ઓછો થતો જણાયો. દરરોજ પ્રાતઃકાલ, મધ્યાહ્ન કાલ અને સાંજે પાંચ છ વાગે નિત્ય ગાયત્રી મંત્ર જપ અને ત્રણ વખત ગાયત્રી મંત્ર જપ કરીને જળપાન કરાવવાથી ધીમે ધીમે તેમને આરામ થતો ગયો. એ મિત્ર ખૂબ શ્રદ્ધાવાન અને

પ્રભુભક્ત હતા. તેમણે ડાકટર વૈદ્યની દવા છોડી દીધી હતી અને પોતે પણ ગાયત્રી મંત્રના જપ શરૂ કર્યા હતા. જો કે તેમને ઉપનયન સંસ્કાર થયા નહોતા પણ ગાયત્રી મંત્રના અર્થ બરાબર સમજીને હૃદયમાં સોનેરી સૂર્ય કિરણોનું ધ્યાન કરી ગાયત્રી મંત્રનો જપ કરવા લાગ્યા. પરમાત્માની દયાથી તેઓ થોડા દિવસમાં જ વ્યાધિમુક્ત થઇ ગયા. ત્યારથી ગાયત્રી મંત્રનો જપ તેમણે શરૂ કર્યો હતો. એવાં બીજાં પણ કેટલાંક દ્રષ્ટાંતો છે કે: ગાયત્રી મંત્રના જપથી ભૂત, પ્રેત, પિશાચ દૂર થઈ ગયાં છે, અને કેટલાક બંધુઓ અધ્યાત્મ જ્ઞાનમાં ઉન્નતિ પામ્યા છે.

## ગાયત્રી મંત્ર જળ પ્રયોગ.

કોઈ પણ વ્યાધિગ્રસ્ત, ચિન્તાતુર, માનસિક નિર્બળતા કે દુ:ખી દારિદ્ર મનુષ્યનાં દુ:ખ દૂર કરવા માટે આ સાથેના ચિત્ર નં. ૩ માં બતાવ્યા પ્રમાણે પૂર્વાભિમૂખ શાન્ત ચિત્તે એકાગ્ર વૃત્તિથી બેસીને એક પ્યાલામાં નવટાંક શુદ્ધ પવિત્ર પાણી લઇ તે પ્યાલો ડાબા હાથ ઉપર મૂકવો. પછી જમણા હાથનાં આંગળાં ચિત્રમાં બતાવ્યા પ્રમાણે પાણીથી બે આંગળ ઉંચે રાખી પવિત્ર ભાવના પૂર્વક તેમજ વ્યાધિગ્રસ્તનો વ્યાધિ દૂર થાય અને તેનાં પ્રત્યેક દુ:ખ દર્દ કે ચિન્તા દૂર થાય એવી ભાવના કરીને ગાયત્રી મંત્રનો જપ કરવો. પાંચ યા દશ મિનિટ એ પ્રમાણે મંત્ર જપ કરીને તે જળ દર્દીને પાઈ દેવું. પ્યાલો ભોંય ઉપર મૂકવો નહિ. દર્દી તુરત જ ન પી જાય તો તે પ્યાલો કબાટ કે ટેબલ ઉપર મૂકી તેના ઉપર સ્વચ્છ ઢાંકણ ઢાંકવું. દર્દીએ જળપાન કરતી વખતે એવી જ ભાવના કરવી કે ગાયત્રી માતાની કૃપાથી મ્હારાં સર્વ પ્રકારનાં દુ:ખ દર્દ દૂર થઇ જશે. મ્હારાં દુ:ખ દર્દ અત્યારથી જ દૂર થવા લાગ્યાં છે. હું સાજો થાઉં છું. મ્હારામાં નવીન બળ પ્રવેશ કરે છે અને સર્વ પ્રકારે સુખી થાઉં છું આ પ્રમાણે શુભ ચિંતન કરવું જેથી તેનું ફળ સત્વર પ્રાપ્ત થશે.

આપણને જેમ અમુક વૈદ્ય કે ડૉક્ટરની દવા ઉપર દૃઢ શ્રદ્ધા હોય છે, અને તેના સિવાય બીજા કોઇ વૈદ્ય કે ડૉક્ટરની આપણે



ચિત્ર નં. ૩.

દવા લેતાજ નથી. તેજ પ્રમાણે ગાયત્રી મંત્રનો જપ કરનારને ભગવાન જેવા સર્વશ્રેષ્ઠ ધન્વતરી વૈદ્યનો પવિત્ર પ્રતિનિધિ યાને વૈદ્ય કે ડૉક્ટર સમજવો અને તેના મંત્રેલા જળને અમૃત સમાન ઔષધી સમજી તે જળપાન કરવું. દૃઢ શ્રદ્ધાથી જે કાર્ય થાય છે તેનું ફળ પણ ઉત્તમ જ હોય છે. પ્રત્યેક કાર્યમાં દૃઢ શ્રદ્ધાની જ આવશ્યકતા છે. પ્રહ્લાદ અને ધ્રુવજીએ ભગવાન ઉપર શ્રદ્ધા રાખી તપ કર્યું હતું, અને તેથી જ

તેમને ભગવાનનાં દર્શન થયાં હતાં. મીરાંએ વિષના પ્યાલામાં અમૃતની ભાવના કરી હતી, તેથી તે વિષ અમૃત સમાન થઇ ગયું હતું અને મીરાંએ તેનું પાન કર્યું હતું ! આવાં અનેક દષ્ટાંત આપણા શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે એટલુંજ નહિ પણ અનેક સાધુસંતોએ શ્રદ્ધાપૂર્વક જે કાંઈ ઇષ્ટદેવનું ભજન અને સાધન કર્યું છે તેમની શ્રદ્ધાએ તેમને શુભફળ આપ્યું છે માટે વેદમાતા ગાયત્રી ઉપર દઢ શ્રદ્ધા રાખી તેમનું ભજન કરવું જેથી સર્વ સાધકોને શુભ ફળ અવશ્ય પ્રાપ્ત થશે.



# ગાયત્રી અને સૂર્ય ગ્રહણ.

ગાયત્રીની ઉપાસના અને પુરશ્ચરણ માટે શાસ્ત્રકારોએ અનેક વિધિ-વિધાન દર્શાવ્યાં છે તેમાં સૂર્ય ગ્રહણ સમયની પણ એક વિધિ પ્રકટ થઇ છે. ઘણા મનુષ્યો સૂર્ય ચન્દ્ર ગ્રહણ સમયે ઘરમાંથી બહાર નિકળી મોજ મજાહ કરવામાં ગુંથાય છે અને નિરર્થક વાતોના ગપાટા મારે છે ત્યારે કેટલાક ભકતો વળી ભજન મંડળીના રૂપમાં ભજનો ગાઇ ગ્રહણનો સમય વ્યતીત કરે છે. પરન્તુ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યો જેવા દ્વિજ વર્ણ માટે શાસ્ત્રકારોએ કહ્યું છે કે : સૂર્ય ગ્રહણ સમયે સ્નાન કરી એકાંત ઓરડામાં બેસી ઘીનો દીવો અને સુગંધી ધૂપ કરી, ગાયના છાણથી લીપી સ્વચ્છ કરેલા સ્થાનમાં બેસી ગાયત્રી મંત્રનો જપ કરવો જોઇએ. એ પ્રમાણે ગ્રહણના સમયે કરેલા મંત્ર જાપથી એક પુરશ્ચરણ કર્યા જેટલું ફળ મળે છે. ગ્રહણ પૂર્ણ થયા પછી ઘી, તલ, જવ, ગુગળ અને સમીધ વડે હોમ કરવો જોઇએ. તેથી મંત્ર જપનું શ્રેષ્ઠ ફળ પ્રાપ્ત થાય છે. જો દિવસે ચંદ્ર ગ્રહણ હોય તો પણ ગાયત્રી મંત્રનો જપ થઈ શકે છે. પરન્તુ રાત્રિએ ચંદ્ર ગ્રહણ હોય તો બ્રાહ્મણ ક્ષત્રિયે ૐ નમઃ સિવાય અને વૈષ્ણવોએ શ્રી કૃષ્ણ ભગવાનનો ઇષ્ટ મંત્ર જપ કરવો. દેવી ભક્ત કે ગણેશ ભકતોએ પોતાનો ઇષ્ટ મંત્ર જપ કરવો જોઇએ અને તેજ મંત્રની પાછળ "સ્વાહા" શબ્દની યોજના કરીને હોમ પણ કરવો જોઇએ. ઓછામાં ઓછો ૧૧, ૧૨ કે ૧૦૮ આહૂતિ શકિત પ્રમાણે આપવી જોઇએ. જો બીજી કોઈ સામગ્રી ન મળે તો એકલા ઘીથી પણ આહૂતિઓ આપી હોમ કરવો જોઇએ. તેમ કરવાથી મનુષ્યને શ્રેષ્ઠ ફળની પ્રાપ્તિ થાય છે. સમયનો દુરૂપયોગ કરવા કરતાં જો લોકો ગ્રહણ સમયે ઇષ્ટ મંત્રનું સ્મરણ કરશે તો અવશ્ય તેમનું કલ્યાણ થશે.

# આદર્શ ધ્યાન યોગ.



## ચિત્ત સ્થિર કરવાનો ઉપાય.

ચિત્ત સ્થિર કરવા માટે શાસ્ત્રકારોએ અને ઋષિ મુનિઓએ અનેક ઉપાય બતાવ્યા છે. પરંતુ જે સંત-મહંત મહાત્માઓએ સ્વાનુભવથી જે ઉપાય બતાવ્યા હોય તે જ સાધક સજ્જનોને વિશેષ ઉપયોગી થઇ શકે એમ છે. પ્રત્યેક મંત્રાનુષ્ઠાન કરવામાં ચિત્તની એકાગ્રતા, ચિત્ત સ્થિર કરવાની આવશ્યકતા છે. ચિત્ત સ્થિર થયા વિના કોઈ પણ મંત્ર સિદ્ધ થતો નથી, તેમજ મંત્ર સિદ્ધ થયા વિના ઇષ્ટ દેવનાં દર્શન થતાં નથી. ઘણાં મનુષ્યો મંત્ર જપ કર્યાં જાય છે, છતાં તેમને મનવાંચ્છિત ફળ પ્રાપ્ત થતું નથી; એનું કારણ તેમના ચિત્તની અસ્થિરતા એ જ છે. કોઈ પણ ઇષ્ટ મંત્રનો જાપ કરવા માટે અનુભવી સંત મહા પુરૂષોએ જે માર્ગ બતાવ્યો હોય તે માર્ગ-તે વિધિ ગ્રહણ કરવી જોઇએ. અમે આ સ્થળે એક અનુભવસિદ્ધ પ્રયોગ પ્રકટ કરીએ છીએ. સાધક બંધુ એ પ્રયોગ દ્વારા ચિત્ત સ્થિર કરી મનકામના પૂર્ણ કરે એ જ પ્રાર્થના છે.

### આદર્શ ધ્યાન યોગ.

સાધકે પોતાની સામે એક દર્પણ (આયનો) રાખવો અને

ઘીનો દીવો એવી રીતે મૂકવો કે તેની જ્યોતિ દર્પણના મધ્ય ભાગ ઉપર પ્રતિબિમ્બિત થાય. દર્પણના મધ્ય ભાગમાં સુગંધિત તેલનું એક ટીપું મુકવું. ત્યાર પછી દર્પણના મધ્ય ભાગમાં જ્યાં જ્યોતિ જણાતી હોય ત્યાં તે જ્યોતિની શંખાકૃતિ ઉપર દ્રષ્ટિ સ્થિર કરવાનો અભ્યાસ કરવો. એ અભ્યાસ કરતી વખતે મૌન રાખવું. મનમાં કોઇ પણ બીજા વિચાર આવવા દેવા નહિં. તેમજ બહારથી આવતા શબ્દો સંભળાય નહિં તે માટે નીચે પ્રમાણે કર્ણ મુદ્રિકાનો ઉપયોગ કરવો.

કેસર, એલચી, અને જાયફળ, એ ત્રણ સમાન ભાગે લઇ તેનું ચુર્ણ કરવું, અને તે વસ્ત્રગાળ કરી કોઇ જાતના રેશમી કપડાના ટુકડામાં મૂકી તેની ન્હાની પોટલી બનાવીને એનો બન્ને કાનમાં દાટો દેવો. દાટો દીધા પછી તેના ઉપર જરા મીણ લગાડવું. એ કર્ણમુદ્રા બન્ને કાનમાં ધારણ કર્યાથી બહારથી આવતો અવાજ સંભળાશે નહિં. કર્ણમુદ્રા પહેર્યા પછી શાન્ત ચિત્તે ઇષ્ટ મંત્રનો જપ કરતાં જવું. ઇષ્ટ દેવની મૂર્તિ હૃદયમાં નિરખતાં જવું અને દર્પણમાં જ્યોતિના પ્રતિબિમ્બની શંખાકૃતિ ઉપર દ્રષ્ટિ સ્થિર કરવી. નેત્રની પલક મારવી નહિં. શરૂઆતમાં નેત્રમાંથી જળ પડશે; પણ તે લુછી નાંખી પુનઃ દર્પણની જ્યોતિમાં જોવું. આ પ્રમાણે અભ્યાસ કરતાં ધીમે ધીમે દ્રષ્ટિ સ્થિર થશે અને આંખમાંથી જળ પડશે નહિં પણ એક અઠવાડિયામાં જ દ્રષ્ટિ સ્થિર થઇ જશે. જેમ જેમ અભ્યાસ વધશે તેમ તેમ સાધકને ખૂબ આનંદ જણાશે. જ્યાં સુધી બને ત્યાં સુધી વધારે વખત એ પ્રમાણે દર્પણમાં જ્યોતિ જોવાનો અભ્યાસ કરવો જોઇએ. એ સમયે ઇષ્ટ મંત્રનો જપ અને ઇષ્ટ દેવનું ધ્યાન કરતાં રહેવું. ધ્યાનની શરૂઆતમાં જ ઇષ્ટ દેવને પ્રાર્થના કરવી કે: "હે દીનબંધુ દયાળુ પ્રભો! મ્હને તમારાં દર્શનની તીવ્ર ઇચ્છા છે. દયા કરીને મ્હને દર્શન આપો." આ પ્રમાણે કરૂણ સ્વરે, ગદ્‌ગદ્ કંઠે ઇષ્ટ દેવ કે ઇષ્ટ દેવીની પ્રાર્થના કરવી ધ્યાન થઇ રહ્યા પછી પણ એ પ્રમાણે જ પુનઃ પ્રાર્થના કરવી. પ્રથમ શરૂવાતમાં દશ પંદર મિનિટ અભ્યાસ કરવો; પછી ધીમે

ધીમે વધારે વખત અભ્યાસ કરતાં કરતાં કલાક દોઢ કલાક દ્રષ્ટિ સ્થિર થાય તેમ કરવું. જ્યારે પલક માર્યા સિવાય અર્ધો કલાક સુધી ચિત્ત સ્થિર અને એકાગ્ર ચિત્તે જ્યોતિ જોઈ શકાય છે ત્યારે ઇષ્ટ દેવતાનાં દર્શન થાય છે, તેમની સાથે વાતચિત થાય છે, અને ભૂત, ભવિષ્ય અને વર્તમાનનું જ્ઞાન થાય છે; તેમ જ અનેક ચમત્કારો જોવામાં આવે છે, પરંતુ એવા કોઈ ચમત્કારોમાં નહિં ફસાતાં સાધક માત્ર પોતાના ઇષ્ટ દેવ-દેવીનાં સ્વરૂપદર્શન થતાં જ તેમાં તન્મય થઈ જવું અને મનુષ્યજીવનનું સાર્થકય કરવું. ×

એક પારસી ગૃહસ્થે + + + શહેરમાં આ પ્રયોગ કર્યો હતો, તેથી તેમની ચિત્ત વૃત્તિ નિર્મળ, શાંત અને સ્થિર થઈ અને બે ચાર દિવસમાં જ ઇષ્ટ દેવ દેવીનાં અનેક દર્શન થવા લાગ્યાં. જાગ્રત તેમજ નિદ્રાવસ્થામાં હજી પણ તેમને દેવ-દેવીનાં દર્શન થયાં જ કરે છે. તેમને ઘણો જ આનંદ થાય છે. તેમનો લોભ, મોહ, મમત સર્વ દૂર થઈ ગયું છે અને ઇષ્ટ દર્શનના આનંદમાં મગ્ન રહે છે. આ ગૃહસ્થે કર્ણમુદ્રા ધારણ કરી નહોતી. તેઓ રાત્રિના બાર વાગે શાંત સમયે અભ્યાસમાં બેસતા હતા અને શરૂઆતથી જ ચાર પાંચ કલાક બેસી શકતા હતા. એક વખત તેમણે ગીતાજી વાંચવાનું શરૂ કર્યું ત્યારે તેમને શ્રીકૃષ્ણ, અર્જુન, રથ અને ગૌમાતા, ઋષિ, મુનિયો વગેરેનાં દર્શન થવા લાગ્યાં. આ સર્વનું કારણ માત્ર ચિત્તની એકાગ્રતા, શાંતિ અને ઇષ્ટદેવ પ્રત્યેનો પ્રેમ છે. *

ધ્યાનયોગના અભ્યાસીએ એકાંત ઓરડો, બ્રહ્મચર્ય, ભૂમિશયન, (કામળ પાથરીને) અલ્પ ભાષણ (બને તો મૌન) રાખવું. ઇષ્ટદેવ સિવાય બીજા કોઇ વિચારોનું ચિંતન ન કરવું, સત્ય ભાષણ અને પ્રાણી માત્ર પ્રત્યે પ્રેમ રાખવો. તેમ કરવાથી ઉપરોક્ત ક્રિયાનું શુભ ફળ પ્રાપ્ત થશે.

---

× શ્રી પરાંજપે દ્વારા સમ્પાદિત કેકાવલી (પૃષ્ઠ ૨૭૮) ચતુર્થ સંસ્કરણ હિંદી કલ્યાણ સાધનાંક પૃષ્ઠ ૨૧૭)

* આ પારસી ગૃહસ્થ અમારા મિત્ર છે. પ્ર. રા. મ્હેતા.

# ધ્યાનમાં સાક્ષાત્કાર.

—::—

## વ્યાધિ મટાડવાની એક ક્રિયા.

**અંગ્રેજી** મનોવિજ્ઞાનમાં એક ક્રિયા છે. એનું નામ "વિસુલિયેજેશન" અથવા વિસુલાઇઝેશન કહે છે. હિન્દી અથવા ગુજરાતીમા એનો અર્થ "માનસચિત્ર કલ્પના" થઇ શકે છે. એ ક્રિયા દ્વારા માનસ–શાસ્ત્રજ્ઞ વિદ્વાનો અનેક અદ્દભૂત કાર્ય કરી શકે છે. મારણ, મોહન, વશીકરણ વગેરે સર્વ પ્રયોગો એ ક્રિયા દ્વારા થઈ શકે છે.

જો કે મનોવિજ્ઞાન શાસ્ત્રમાં એવી અસંખ્ય ક્રિયાઓ છે. પરંતુ એમાં ત્રણ ક્રિયા મૂખ્ય છે. (૧) સજેશન (૨) વિસુલાઇઝેશન (૩) અને ડીપ બ્રીધિંગ. ગુજરાતી ભાષામાં એનું નામ (૧) (મંત્ર) જપ, (૨) ધ્યાન અને (૩) પ્રાણાયામ કહેવાય છે. જો કે એ ત્રણે ક્રિયાઓ અદ્દભૂત, બળપ્રદાન કરે એવી છે. પરન્તુ આ લેખમાં માત્ર ધ્યાન અથવા માનસિક કલ્પના સંબંધી કાંઇક ઉલ્લેખ કરીશું. કારણ કે: મંત્ર જપ અને પ્રાણાયામ સંબંધી વિસ્તૃત લેખ અમે અન્યત્ર પ્રકટ કર્યા છે.

## આરોગ્ય કરવાની વિધિ

કોઈપણ વ્યાધિગ્રસ્ત મનુષ્યને આરોગ્ય માટે પ્રયોગ કરવાની આવશ્યકતા હોય તો તમે એક નિયમિત સમયે કોઈ એકાંત સ્થાન (ઓરડ)માં શાંતિપૂર્વક બેસી જાઓ. પ્રથમ થોડી પ્રાર્થના–ઉપાસના કરો. તમારા ઇષ્ટદેવની આરાધના કરો. પછી જે વ્યાધિગ્રસ્તને આરોગ્ય કરવો હોય તેનું મનમાંજ ચિત્ર દોરો. તેનું ચિત્ર ઘણુંજ સુન્દર, સ્વસ્થ, અને બળવાન તથા આરોગ્યમય બનાવવું જોઇએ અર્થાત્ એવા સુંદર ચિત્રની કલ્પના કરી તેજ ચિત્રનું ધ્યાન કરવું જોઈએ. તમે જેવું ચિત્ર બનાવી તેને જોયા કરશો, તેવોજ તે આરોગ્ય અને બળવાન નિરોગી અને સુન્દર બની જશે. તમારે મનમાં એવોજ વિચાર કરવો જોઇએ કે: તે મનુષ્ય નિરોગી છે, સુંદર છે, બળવાન છે, આરોગ્ય છે. આવાજ વિચારો વારંવાર કરવાથી વ્યાધિગ્રસ્ત મનુષ્ય ઘણોજ સત્વર આરોગ્ય થઇ જશે અર્થાત્ એક દુર્બલ અને નિર્બલ મનુષ્યને આરોગ્ય કરવો હોય તો તેનું માનસિક ચિત્ર ખૂબ હૃષ્ટપુષ્ટ અને તંદુરસ્ત તથા બળવાન હોય તેવુંજ મનમાં ચિતરવું જોઇએ.

મનોવિજ્ઞાન શાસ્ત્રીઓનો અભિપ્રાય છે કે આપણે આપણા મનમાં જેવું ચિત્ર ચિતરીએ છીએ તે પ્રકૃતિની એવી અદ્ભૂત લીલા છે કે આપણું ચિત્ર તે સમયે તેની પાસે પહોંચી જાય છે. બીજું એ કે આપણે જો કોઇ મનુષ્યને કંઈ પણ કહેવા ચાહીએ છીએ તે તેના ચિત્ર કે છબીને કહેવાથી તે વિષય તેના મનમાં તુરત પહોંચી જાય છે.

## આરોગ્ય માટે બીજો પ્રયોગ.

" પર્સનલ મેગ્નેટિઝમ " નામક પુસ્તકમાં લખ્યું છે કે : કોઇપણ વ્યાધિગ્રસ્ત મનુષ્યને આરોગ્ય કરવા માટે પ્રયોગ કરવો હોય તો પ્રયોગ કરનાર મનુષ્યે પ્રથમ એકાન્ત સ્થાનમાં બેસી મન એકાગ્ર કરવું જોઇએ. એકાગ્રતા સિવાય કોઇ કામ સુંદર રીતે થતું નથી. એકાગ્ર

ચિત્ત થયા પછી એવું ધ્યાન કરવું જોઈએ કે : એક ચાંદીના રંગનું તેજોમય (શ્વેત) આકાશ પ્રયોગ કર્તાના હૃદયમાંથી બહાર નીકળી રહ્યું છે. એ આકાશને વ્યાધિગ્રસ્ત મનુષ્ય જ્યાં હોય ત્યાં સુધી પહોંચાડી દેવું જોઈએ અને વ્યાધિગ્રસ્ત મનુષ્યને તે આકાશમાં એવી રીતે સ્નાન કરાવવું જોઈએ કે જાણે તે કોઈ નદીમાં સ્નાન કરી રહ્યો છે. અર્થાત્ શ્વેત રંગના આકાશમાં વ્યાધિગ્રસ્ત મનુષ્ય ઓતપ્રોત થઇ રહ્યો છે. તેની આસપાસ શ્વેત રંગ ફરી વળ્યો છે અને તે દ્વારા તે નિરોગી થઈ રહ્યો છે, અને તે બળવાન, હૃષ્ટપુષ્ટ થતો જોવામાં આવે છે.

આ પ્રયોગ એકાગ્રચિત્તે કરવાથી પ્રથમ પ્રયોગ કરતાં જ વ્યાધિગ્રસ્ત મનુષ્યને વિલક્ષણ પ્રસન્નતા અને નિરોગીપણાનો અનુભવ થતો જણાય છે.

આ પ્રયોગ અંગ્રેજોની શોધ કહેવાય છે. પરન્તુ આપણા ઋષિ મુનિઓએ ધ્યાનાવસ્થામાં અનેક વ્યાધિગ્રસ્ત, ચિંતાતુર, નિર્ધન અને આળસુ મનુષ્યોને એક ક્ષણમાં નિરોગી, નિશ્ચિંત, ધનવાન અને ઉદ્યોગપ્રિય બનાવી દીધા છે. એવાં દૃષ્ટાંત આપણા શાસ્ત્રોમાંથી મળી આવે છે.

વાંચક સજ્જનબંધુ ! તમે પણ ઉપરના પ્રયોગો અજમાવીને તમારા વ્યાધિગ્રસ્ત મિત્રોને સહાયતા કરો. આરોગ્ય અર્પો !

"માનસ ચિત્ર" નામક પ્રયોગ દ્વારા એવા સેંકડો પ્રયોગો થઈ શકે એમ છે. જીવનના અનેક કઠિન સમયો ઉપર એ પ્રયોગો અચુક લાભ આપે છે. પરન્તુ આવા પ્રયોગ દ્વારા આધ્યાત્મિક ઉન્નતિ પણ થઈ શકે છે. આત્મજ્ઞાન થઈ શકે છે અને ઇશ્વરનો સાક્ષાત્કાર પણ થઈ શકે છે. કારણકે : "**यस्मिन् विज्ञाते सर्वं विज्ञातं भवति ।**" જે પ્રયોગ દ્વારા એક ઇશ્વરને જાણવાથી સર્વ પ્રકારનું જ્ઞાન થઇ જાય છે તે (ઇશ્વર)ને જાણવાની ઇચ્છા આપણે શા માટે ન કરવી ?

જો કે આ પ્રશ્નનો ઉત્તર આપવાનો અમારો અધિકાર નથી.

કારણકે : અમારી આધ્યાત્મિક ઉન્નતિ થઈ નથી. આત્મજ્ઞાન થયું નથી અને ઇશ્વરનો સાક્ષાત્કાર પણ થયો નથી. આ પ્રશ્નનો ઉત્તર તો જે મહાપુરૂષો ઉચ્ચ કોટિએ પહોંચ્યા હોય, જે સિદ્ધ મહાપુરૂષ હોય, જેને આત્મજ્ઞાન થયું હોય, અને જેને ઇશ્વરનો સાક્ષાત્કાર થયો હોય તે જ આપી શકે છે. એવા મહાપુરૂષોની સમ્મતિ માન્ય થઇ શકે છે. એ માટે જ અમે અત્રે એવા જ એક મહાત્માની સમ્મતિનો ઉલ્લેખ કરીએ છીએ:

સંત-અંક (ત્રીજો ખંડ પૃષ્ઠ ૭૭૬)માં એક તપસ્વી મહાત્મા શ્રી લછમનદાસજીનો સંક્ષિપ્ત પરિચય આપતાં લખ્યું છે કે :

" તેઓશ્રી જીવનપર્યંત ફળાહારી રહ્યા હતા. કોઈ મતમતાંતરના ખંડન-મંડનમાં પડયા નથી. અનેક સિદ્ધિઓ તેમની મુઠ્ઠીમાં હતી. પરંતુ સિદ્ધિઓને તેઓ સાધન માર્ગ ( ઇશ્વર પ્રાપ્તિના માર્ગમાં ) વિઘ્નરૂપ માનતા હતા.

(૧) ધ્યાનમાં (માન સચિત્ર કલ્પના દ્વારા ) તેમને પોતાના હૃદયમાં જ આરાધ્ય દેવનું દર્શન થતું એને જ તેઓ ઇશ્વિર સાક્ષાત્કાર અથવા સાક્ષાત્ દર્શન જ માનતા હતા.

(૨) નામસ્મરણ ( ઇષ્ટ મંત્ર-જપ ) અને દાનને તેઓ આ યુગનો ઉત્તમ ધર્મ માનતા હતા.

વાસ્તવિક જોતાં એ બંને એવા અમૂલ્ય ઉપદેશ છે કે જે મ્હોટા અક્ષરે લખીને પોતાના ઘરના બેઠકખાનામાં ટાંગી રાખવા જોઇએ. મનુષ્ય જીવનને સુખી અને સફળ બનાવવા માટે એનાથી વિશેષ કોઇ ઉપાય અથવા ઉપદેશ હોઈ શકતો જ નથી.*

પરમાત્મા સર્વનું કલ્યાણ કરે

---

* ઉજ્જૈનથી પ્રકટ થતા હિંદી કલ્પવૃક્ષના, વર્ષ ૧૬, અંક ૩ માં બ્રહ્મર્ષિ પં. શ્રી શિવદત્તજી શર્માના લેખનો અનુવાદ.

ડા. રા. મહેતા.

# ગાયત્રી મંત્ર દ્વારા રોગનાશ તથા લક્ષ્મી પ્રાપ્તિને માટે હવન પ્રયોગ.

**આજ** કાલ મનુષ્યો અનેક વ્યાધિઓથી પિડાય છે તેમજ લક્ષ્મીની પ્રાપ્તિ વિના અનેક પ્રકારનાં કષ્ટ ભોગવે છે. તેનું કારણ એજ જણાય છે કેઃ બ્રાહ્મણો આપણાં પ્રાચીન શાસ્ત્રને ભૂલ્યા છે. તેમણે વિદ્યાધ્યયન એક પ્રકારે ત્યજી દીધું છે એમ કહીએ તો અસત્ય નથી. સન્ધ્યા સ્નાન, દેવપૂજન, યજ્ઞયાગ આદિ સત્કર્મો જેટલાં આવશ્યક છે તેટલી જ આવશ્યકતા હોમ-હવનની પણ છે. પ્રાચીન ઋષિ મુનિઓના જમાનામાં આજના જેટલા અસાધ્ય વ્યાધિઓથી પ્રજા પીડાતી નહોતી તેમજ લક્ષ્મી વિના તેમને અનેક કષ્ટ ભોગવવાં પડતાં નહોતાં. તેનું કારણ એ છે કેઃ રાજા, રજવાડા, શ્રીમંતો, જમીનદારો અને સાધારણ મનુષ્યો પણ ઋષિ મુનિયોની સલાહ પ્રમાણે યજ્ઞયાગ અને નિત્ય હોમ-હવન કરતા હતા. આજે તો બ્રાહ્મણોને ઘેર વૈશ્વદેવ જેવા સામાન્ય હોમ-હવન થવા મુશ્કેલ થઇ પડયા છે ત્યાં પછી અધ્યયન કોણ કરે છે ? ગાયત્રી મંત્રનો જપ કરનાર થાટે પ્રાચીન ગ્રંથોમાં વ્યાધિ-નાશ અને લક્ષ્મી પ્રાપ્તિ માટે અનેક પ્રયોગો દર્શાવ્યા છે. તેમાંના કેટલાક પ્રયોગો લોકકલ્યાણ માટે અહિં પ્રગટ કરવામાં આવે છે.

ગાયત્રીના ઉપાસકો ગાયત્રી-મંત્રના જપ કર્યા પછી એ પ્રમાણે હોમ-હવન કરી ઇષ્ટ સિદ્ધિ કરી લેશે એવી આશા છે. ગાયત્રી મંત્રની સાથે "સ્વાહા" એટલો જ શબ્દ બોલી અગ્નિમાં આહુતિઓ આપવી જોઇએ. એક માળા ગાયત્રી કરતા હોય તેમણે ૧૧ આહુતિઓ આપવી અને વધારે માળા ફેરવનારે એ પ્રમાણે ગણત્રી કરી વિશેષ આહુતિઓ આપવી જોઇએ.

## હોમના પ્રયોગ.

૧ **મૃત્યુંજય હોમ**—ગળોના કટકા કરીને દૂધમાં પલાળવા અને તેનો અગ્નિમાં હોમ કરવો. એમ કરવાથી સર્વ વ્યાધિઓનો નાશ થઇ મૃત્યુથી રક્ષણ મળે છે. એને **મૃત્યુંજય હોમ** કહે છે.

૨ **જ્વર શાંતિ**—આંબાનાં પાદડાં દૂધમાં પલાળીને હોમ કરવાથી જ્વરની શાંતિ થાય છે.

૩ **ક્ષય રોગ-યક્ષ્મા-નાશ**—ઘોડાવજ (વચ)ને દૂધમાં પલાળીને તેનો હોમ કરવાથી ક્ષય રોગનો નાશ થાય છે. એજ પ્રમાણે ઘી, દહીં અને મધ એકત્ર કરી તેનો હોમ કરવાથી **રાજયક્ષ્મા** રોગનો નાશ થાય છે.

૪ **રાજયક્ષ્માની શાંતિ**—દૂધની ખીરનો હોમ કરવાથી અને તેનું જ સૂર્યને નૈવેદ્ય અર્પણ કરીને રોગીને ખવડાવવાથી પણ રાજયક્ષ્મા રોગની શાંતિ થાય છે.

૫ **ક્ષયરોગ નાશ**—સોમલતાના કટકા દૂધમાં પલાળી સૂર્ય ગ્રહણ વખતે હોમ કરવાથી ક્ષયરોગ નાશ પામે છે.

૬ **કુષ્ટ (કોઢ) રોગનાશ**—શંખપુષ્પી (શંખાવલી)ના ફુલોનો ઘી સાથે હોમ કરવાથી કુષ્ટરોગ નાશ પામે છે.

૭ **અપસ્માર-મૃગીરોગ-નાશ**—ચિરચિરાના ચોખા (ઝાડાં

કાઢેલાં બીજ)નો ઘી સાથે હોમ કરવાથી **અપસ્માર (મૃગી)** રોગ નાશ પામે છે.

૮ **દિવાનાપણું** (ગાંડપણુ) **નાશ**—ક્ષીરવૃક્ષ અર્થાત્ જે વૃક્ષમાંથી દુધ નિકળે છે, જેવાં કે વડ, પીપળો, ઉમરડો, આકડો વગેરે વગેરેની સમીધોનો ઘી સાથે હોમ કરવાથી **ઉન્માદ** (દિવાનાપણું) નાશ પામે છે.

૯ **પ્રમેહ રોગ નાશ**—ઔદુમ્બર [ઉમરડા]ની સમીધોનો ઘી સાથે હોમ કરવાથી સર્વ પ્રકારના **પ્રમેહ** રોગ દુર થાય છે. મધ અને શેરડીના રસને એકત્ર કરી તેનો હોમ કરવાથી પ્રમેહ રોગ નાશ પામે છે.

૧૦ **આંખની છારી ફુલુ નાશ**—ઘી, દહીં અને મધ એકત્ર કરીને અથવા કપિલા ગાયના ઘી વડે હોમ કરવાથી **આંખની છારી,** ફુલુ નાશ પામે છે.

૧૧ **અકાળ મૃત્યુ નાશ**—દૂર્વાને ઘી, મધ અથવા દુધમાં પલાળીને હોમ કરવાથી અથવા શમી [સમડો] વૃક્ષ અથવા વડની સમીધાઓ વડે દુધની ખીર તથા ઘી સાથે હોમ કરવાથી અર્થાત્ સાત દિવસ સુધી નિત્ય એકસો વખત હોમ કરવાથી **અકાળ મૃત્યુ દૂર થાય છે.**

૧૨ **લક્ષ્મી પ્રાપ્તિ**—લાલ કમળનાં ફુલ અથવા જુઇનાં તાજાં ફુલનો ઘી સાથે હોમ કરવાથી સુવર્ણ અને **લક્ષ્મી** પ્રાપ્ત થાય છે.

૧૩ **મહાન્ લક્ષ્મી પ્રાપ્તિ**—બિલ્વવૃક્ષ [બીલી]ના વૃક્ષની સમીધા અથવા બિલ્વ પત્રોને ઘી અને દુધની ખીરમાં પલાળી હોમ કરવાથી **મહાન્ લક્ષ્મી** પ્રાપ્ત થાય છે.

૧૪. **સુવર્ણ પ્રાપ્તિ** અને **આયુષ્ય વૃદ્ધિ**—પલાશ (ખાખર)ની લીલી સમીધાઓ, ઘી, મધ અને દહીંમાં પલાળીને અને ચોખાનો ઘી સાથે હોમ કરવાથી **સુવર્ણની પ્રાપ્તિ** થાય છે અને **આયુષ્યની વૃદ્ધિ** થાય છે.

૧૫. **ભાગ્યની વૃદ્ધિ**—શુદ્ધ ગુગળની ગોળીઓ બનાવી તેનો ઘી સાથે હોમ કરવાથી મહાન **ભાગ્યની વૃદ્ધિ** થાય છે, એમાં સંશય નથી.

૧૬. **સુવર્ણ પ્રાપ્તિ**—ચંદ્રગ્રહણ સમયે ખેર અને લાલચંદન (રતાંજલી)ના કટકાનો ઘી સાથે હોમ કરવાથી **સુવર્ણની** પ્રાપ્તિ થાય ગ્રહણ પ્રાપ્ત થાય ત્યારથી તે મુક્ત થાય ત્યાં સુધી હોમ કરવો જોઈએ.

૧૭. **સુવર્ણ પ્રાપ્તિ**—શમી [સમડો], બીલીપત્ર અને વિશેષ કરીને આકડાની સમીધા અને ફુલોનો ઘી સહિત હોમ કરવાથી **સુવર્ણ** પ્રાપ્તિ થાય છે.

૧૮. **ઇષ્ટ પ્રાપ્તિ**—પલાશ (ખાખરા)નાં પુષ્પ કેસુડાંનો ઘી સહિત હોમ કરવાથી સર્વ **ઇષ્ટ પ્રાપ્ત** (ઇચ્છિત) વસ્તુ પ્રાપ્ત થાય છે.

૧૯. **મહાન ધનવાન**—નેતરનાં પાંદડાંને ઘીમાં પલાળી હોમ કરવાથી ભાગ્યશાળી-મહાન ધનવાન થવાય છે.

૨૦. **શ્રેષ્ઠ પદની પ્રાપ્તિ**—તલને ઘીમાં પલાળી એક લાખ વખત હોમ કરવાથી સર્વ કામનાઓ પૂર્ણ થઈને **શ્રેષ્ઠ પદની પ્રાપ્તિ** થાય છે.

૨૧. **શ્રેષ્ઠ પદની પ્રાપ્તિ**—એજ પ્રમાણે જવને ઘીમાં પલાળીને અથવા એકલા ઘીનો એક લાખ વખત હોમ કરવાથી ઉપર પ્રમાણે **ઉત્તમ પદની** (ઉત્તમ ફળની) પ્રાપ્તિ થાય છે.

૨૨. **મહાન્ સમ્પત્તિ પ્રાપ્તિ**—બીલાને ઘીમાં પલાળી એક

લાખ વખત હોમ કરવાથી **મહાન સમ્પત્તિ** પ્રાપ્ત થાય છે. (પેશ્વા સરકારે એક કરોડ બીલ્વ ફળનો હોમ કરવાથી એક કરોડ સુવર્ણ મહોર પ્રાપ્ત થઇ હતી તે ઈતિહાસ પ્રસિદ્ધ છે.)

૨૩. **ગ્રહ પીડા શાંતિ**—દુધવાળાં વૃક્ષો [પીપળો, વડ, આકડો વગેરે]ની સમીધોનો ઘી સાથે હોમ કરવાથી **સર્વ ગ્રહ પીડા શાંત** થાય છે.

૨૪. **સર્વત્ર વિજય પ્રાપ્તિ**—આકડાની સમીધોનો ઘી સાથે હોમ કરવાથી **સર્વત્ર વિજય** પ્રાપ્તિ થાય છે.

૨૫. **આરોગ્ય અને બ્રહ્મતેજ પ્રાપ્તિ**—દુર્વા (ધરો)ને દુધમાં પલાળી હોમ કરવાથી **આરોગ્ય પ્રાપ્તિ** અને પલાશ [ખાખરા]ની સમીધોનો ઘી સાથે હોમ કરવાથી **બ્રહ્મતેજની** પ્રાપ્તિ થાય છે.

**સજ્જન** વાંચકો ! આપણા ઋષિ મુનિઓ કથિત ઉપરોકત પ્રયોગોનું અનુષ્ઠાન શ્રદ્ધાપૂર્વક અવશ્ય કરશો અને તેનું શ્રેષ્ઠ ફળ પ્રાપ્ત કરશો એવી આશા છે.

### સૂચના

ઉપરોકત પ્રયોગોમાં જ્યાં જ્યાં દુધ, દહીં અને ઘીનો હોમ કરવાનું લખ્યું છે ત્યાં એ વસ્તુઓ **ગાયના** લેવી વિશેષ ફળપ્રદ છે.

અનુષ્ઠાન કરતી વખતે **બ્રહ્મચર્યનું** પાલન અને **સાત્વિક** [તાજું હલકું અને સ્નિગ્ધ] ભોજન કરવું અથવા **એક વખત** ભોજન કરવું **પરમ** આવશ્યક છે. અસત્ય બોલવું કે પ્રપંચ કરવો નહિં. તો જ સત્વર ફળ પ્રાપ્તિ થશે. આપણા પ્રાચીન ઋષિ મુનિઓનાં વાક્ય સત્ય છે.

❦

# યોગના કેટલાક ચમત્કારિક પ્રયોગો.

૧. રાત્રિએ સુવાને વખતે બન્ને પગના અંગુઠાને ઘીની માલિશ કરવી, એમ કરવાથી તમારૂં મસ્તક શાંત રહેશે. અંગુઠાને સુતરના દોરા વડે કેટલાક દિવસ બાંધી રાખવા તેથી સ્વપ્નદોષ અને વીર્ય સંબંધી રોગ દૂર થશે. સ્નાન કરતી વખત પગના અંગુઠાને તેલમાં ડુબાવીને અંગુઠા ઉપર તેલ મસળવું. એમ કરવાથી દ્રષ્ટિની શક્તિ વૃદ્ધિ પામશે અને નેત્રની ગરમી શાંત થઈ જશે.

૨. પ્રાતઃકાલમાં બિછાનામાંથી ઉઠીને મુખ સાફ કરવું, પછી ઠંડુ પાણી મ્હોંમાં ભરીને મ્હોં બંધ કરવું, અને આંખો ઉઘાડી રાખીને હાથ વડે પાણીનાં ઝાપટાં મારવાં. એ પ્રમાણે પચીશ ત્રીશ વખત આંખમાં પાણી છાંટવાથી આંખના અનેક રોગ દૂર થશે. આ પ્રમાણે સવાર, મધ્યાહ્ન અને સાંજે કરવાથી આંખના રોગ થશે નહિ અને ચશ્મા હશે તો ઉતરી જશે.

૩. ભોજન, અન્ન, મિઠાઈ, કિંવા ફલાહારનું સેવન કરતી વખતે જમણા નસ્કોરામાંથી શ્વાસ ચાલવો જોઇએ, અને દૂધ, પાણી વગેરે પ્રવાહી પદાર્થનું સેવન કરતી વખતે ડાબા નસ્કોરામાંથી શ્વાસ ચાલવો જોઇએ. એમ કરવાથી અજીર્ણ, મંદાગ્નિ, ઉદરપીડા જેવા રોગ થશે નહિ.

૪. સ્હવારે નિદ્રામાંથી ઉઠયા પછી પ્રથમ બન્ને નસ્કોરામાંથી ત્રીશ ચાલીશ વખત શ્વાસ ઉંડો ખેંચવો અને બહાર કાઢવો જોઇએ. એ પછી કોઈ વાસણમાં પાણી ભરીને તેમાં પોતાનું નાક ડુબાવીને નાક વડે ધીમે ધીમે તે પાણીને ખેંચવું જોઇએ. અર્થાત્ નાક વડે પાણી પીવું જોઇએ અને તે પાણી ગળામાં ઉતરવું જોઇએ. ઓછામાં ઓછું પાસેરથી અર્ધો શેર સુધી પાણી નાક વડે પીવું જોઇએ. આ પ્રયોગથી સળેખમ, નાક અને ગળાનાં દર્દો દુર થાય છે.

૫. જે મનુષ્યને દમનો રોગ હોય અથવા શ્વાસ ઉપડતો હોય તો જે નસ્કોરામાંથી અધિક શ્વાસ વહેતો હોય તે નસ્કોરૂં રૂ વડે બંધ કરી બીજા નસ્કોરામાંથી શ્વાસ ચલાવવો જોઈએ. આ પ્રમાણે કરવાથી શ્વાસ ચઢતો બંધ થશે. આ પ્રમાણે નિત્ય ચાલીશ દિવસ સુધી કરવું જોઇએ, અને સવારે તથા સાંજે શ્વાસને ખેંચીને ફેફસામાં જ્યાં સુધી રોકી શકાય તેટલો વખત રહેવા દઈ પછી ધીમે ધીમે નાક વડે શ્વાસ બહાર કાઢી નાંખવો. શ્વાસ ખેંચવો અને બહાર કાઢવો એ બન્ને ક્રિયા મ્હોઢું બંધ રાખીને કેવળ નાક દ્વારાજ કરવી જોઈએ. આ ક્રિયાના અભ્યાસથી ફેફસાં બળવાન થશે, અને શ્વાસના રોગીઓને આશ્ચર્યકારક પરિણામ જણાશે.

૬. સવારે જાગ્રત થયા પછી પથારીમાં પડયા રહીને હાથ પગ લાંબા ટુંકા કરવા. કૂતરાં અને બિલાડાં પોતાનું આળસ દૂર કરવા માટે જેમ હાથ પગ લાંબા ટૂંકા કરે છે તેમ શરીરમાંથી આળસ દૂર કરવું. દશ વીશ વખત શરીરને સંકોચવું અને ફેલાવવું. આ પ્રમાણે ક્રિયા કરવાથી પ્લીહા અને યકૃતના રોગ દૂર થાય છે.

૭. પૃથ્વી ઉપર ચત્તા સુઇ જવું, પછી જે નસ્કોરામાંથી શ્વાસ બહાર નિકળતો હોય તે નસ્કોરાં વડે શ્વાસ ધીમે ધીમે શરીરની અંદર ખેંચવો, અને બીજા નસ્કોરાંને આંગળી વડે દબાવી રાખવું. શ્વાસ ખેંચતી વખતે ગુદાના સ્થાનને ઉપલા ભાગમાં સંકોચી રાખવું

અને બન્ને નસ્કોરાંને બંધ કરવાં. જે શ્વાસ ખેંચ્યો હોય અર્થાત્ પૂરક કર્યો હોય તેને બહાર કાઢવો નહિં. તેને પેટમાં રોકી રાખવો અર્થાત્ કુંભક કરવો. અને મૂત્રેન્દ્રિય તથા ગુદા દ્વારને ઉપરના ભાગમાં ખેંચવું અર્થાત્ સંકોચવું અને ઢીલું કરવું. જેમ ઘોડો લીદ કરતી વખતે ગુદાને સંકોચે છે અને ઢીલી કરે છે તેમ તમારે પણ કરવું. એને અશ્વિની–મુદ્રા કહે છે. જ્યાં સુધી શ્વાસ રોકાય ત્યાં સુધી એ પ્રમાણે કરવું જોઈએ. પછી જે નસ્કોરા વડે શ્વાસ અંદર ખેંચ્યો ન હોય તે નસ્કોરા દ્વારા શ્વાસ ધીમે ધીમે બહાર કાઢવો. આ પ્રમાણે દશ પંદર વખત કરવું. શ્વાસને જબરદસ્તીથી પેટમાં રોકવો નહિં. સ્હેલાઇથી રોકી શકાય તેટલો વખત જ રોકવો. આ પ્રયોગ કરવાની જગ્યા શુદ્ધ અને ખુલ્લી હવાવાળી હોવી જોઈએ. પ્રાતઃકાલ અને સાયંકાલ આ ક્રિયા કરવાથી સારો લાભ થશે. આ પ્રયોગથી પુરૂષોના વીર્ય સંબંધી રોગ અવસ્ય દૂર થાય છે. ઉપરાંત સ્ત્રીઓના શ્વેત પ્રદર વગેરે ગુપ્તઇન્દ્રિય સંબંધી રોગો પણ દૂર થાય છે.

૮. સુતાં પહેલાં તમારા ઇષ્ટ દેવતાનું માનસચિત્ર ( છબી ) સંપૂર્ણ રૂપે તમારા મસ્તકમાં માનસ ચક્ષુદ્વારા સારી પેઠે અંકિત કરવું અને પછી સુઇ જવું. નિદ્રાવશ થતાં પહેલા તમારા ઇષ્ટ દેવતાના વિચાર સિવાય કોઈ બીજો વિચાર તમારા મનમાં પ્રવેશ ન કરે એવી સાવચેતી રાખવી. ક્ષણે ક્ષણે પોતાના ઇષ્ટ દેવતાની માનસિક છબીનું જ ધ્યાન કરવું. જાણે તેજ દેવતા આપણા મસ્તકમાં બિરાજી રહ્યા છે. ઇષ્ટ મૂર્તિનાં પ્રત્યેક અંગ અને વસ્ત્રાલંકાર, પુષ્પની માળાઓ વગેરે બરાબર રીતે મનમાં ઉતારવું. મસ્તકના બ્રહ્મરન્ધ્રમાં તેજ મૂર્તિનું ધ્યાન કરવાથી જ્યારે તમે નિદ્રાવશ થશો ત્યારે તમને અવશ્ય તમારા ઇષ્ટ–દેવતાનો સાક્ષાત્કાર થશે. જો આ ક્રિયાથી એક બે દિવસમાં ઇષ્ટ દર્શન ન થાય તો નિત્ય આ ક્રિયા કરતા જવું. દૃઢ અભ્યાસ થવાથી અવશ્ય સિદ્ધિ પ્રાપ્ત થાય છે. શ્રદ્ધાપૂર્વક અભ્યાસ કરવો.

૯. મનની એકાગ્રતા પ્રાપ્ત કરવા માટે આ પ્રયોગ કરવો આવશ્યક છે. આકાશમાં દ્રષ્ટિ એકાગ્ર કરવી એ મનની એકાગ્રતા માટે સફળ પ્રયોગ છે. અભ્યાસ કરનારે નિત્ય દશથી વિશ મિનિટ સુધી નિત્ય આકાશ સ્હામું જોવું જોઇએ. એ વખતે સૂર્ય આપણી પીઠ પાછળ રહેવો જોઈએ. જો વહેલી સવારે ક્રિયા કરવી હોય તો આપણે પશ્ચિમ દિશામાં મ્હોં રાખી ઉભા રહેવું અને સાયંકાળે ક્રિયા કરવી હોય તો આપણે પૂર્વ દિશામાં ઉભા રહેવું. મ્હોં સ્હામે સૂર્ય હોય તો આંખોને નુકશાન થાય છે. લીલી ઘાસ ઉપર સુઈ જઈને આકાશના સ્હામે જોયાં કરવું. આંખની પલક માર્યા વગર એકીટસે દશવીશ મિનિટ સુધી જોવું. શરૂઆતમાં આંખમાં પાણી ભરાઇ આવે તો તે વખતે આંખ સહજ બંધ કરી ફરીથી આકાશ સ્હામે જોવું. આ પ્રમાણે રોજ અભ્યાસ કરવાથી ઘણો વખત સુધી આકાશ સ્હામે જોવાની શક્તિ આવશે. આ વખતે મનમાં ઇષ્ટ મંત્રનો જપ કરવો અને આકાશમાં જાણે પોતાના ઇષ્ટદેવની સુંદર સ્મિત હાસ્ય કરતી મૂર્તિ ઉભી હોય તેમ જોવાથી વિશેષ લાભ થશે. એટલું જ નહિં પણ તમને આકાશમાં નાના પ્રકારની અદ્દભુત વસ્તુઓનાં દર્શન થશે. મન એકાગ્ર થશે, અને તે સાથે ઇશ્વિરના અસ્તિત્વનો પણ અનુભવ થશે.

૧૦ જમણા નસ્કોરામાંથી શ્વાસ ચાલતો હોય તે વખત જાજરૂ જવું નહિં. તે સમયે પેશાબ કરવો જોઈએ. પ્રકૃતિની સાધારણ ગતિ એજ છે. એનાથી વિપરીત વર્તવાથી હાનિ થાય છે, પરન્તુ જાજરૂ જતી વખતે પેશાબ થાય છે તેને એ નિયમ લાગુ પડતો નથી.

૧૧. કોઈ પણ રમણીય શાંત ખુલ્લા સ્થાનમાં ચાલ્યા જવું. ત્યાં કોઈ પણ સુખાસનથી બેસવું, અથવા સીધા ઉભા રહેવું અથવા ચત્તા સુઇ જવું. એ વખતે ધ્યાનમાં રાખવું કે : ગરદન, મસ્તક અને બરડાની કરોડ ટટાર (સીધી) રહેવી જોઇએ. પછી પોતાના શ્વાસો-

શ્વાસની ગતિનું નિરીક્ષણ કરતા રહેવું કે શ્વાસ અંદર લેતી વખત અને બહાર કાઢતી વખત કેવું જણાય છે. થોડીવાર સુધી શ્વાસોશ્વાસનું નિરીક્ષણ ર્ક્યા પછી તમને જણાશે કે શ્વાસની ગતિ નિયમિત રીતે ચાલે છે. આ પ્રમાણે દશ મિનિટ સુધી અભ્યાસ કરવો. શ્વાસ લેતી વખત એવો વિચાર કરવો કેઃ હું બ્રહ્માંડની પ્રામાણિક અને જીવન શકિતને મ્હારા શરીર મનમાં ભરી રહ્યો છું. મ્હારાં રોમ રોમમાં પ્રાણશકિતનો સંચાર થઇ રહ્યો છે. શ્વાસ બહાર કાઢતી વખત એવો વિચાર કરવો કેઃ મ્હારા શરીરમાંથી દુષિત વિકાર શ્વાસની સાથે બહાર નીકળી જાય છે. હું નિરોગી થાઉં છું અને મ્હારામાં નવિન શકિત સંપૂર્ણ રૂપે ભરાઇ ગઈ છે. આ પ્રયોગ પ્રત્યેક મનુષ્યે અવશ્ય કરવો. તમારા શરીરના વ્યાધિ નાશ પામશે અને તમે બળવાન બનશો.

# નવમ અધ્યાય



## ગાયત્રી મંત્ર વિષયક ડૉ. રવીન્દ્રનાથ ટાગોરનો અભિપ્રાય.

કલકત્તાના સુપ્રસિદ્ધ ડૉ. રવીન્દ્રનાથ ટાગોર એ મહાન્ ઉચ્ચ વિચાર કરનાર વિદ્યમાન્ય સત્પુરૂષ હતા. તેમણે "બ્રાહ્મણ સર્વસ્વ" માસિકના ઈ. સ. ૧૯૨૯ ના જાનેવારીના અંકમાં એક લેખ પ્રકટ કર્યો છે. તેઓશ્રી લખે છે કે:

"ભારત વર્ષને જાગ્રત કરનાર જે મંત્ર છે તે એટલો સરલ છે કે: એક શ્વાસ લેતામાં જ તેનો ઉચ્ચાર થઈ શકે છે. તે મંત્ર એટલે ગાયત્રી મંત્ર છે.

ૐ । ભૂ—ર્ભુવઃ—સ્વઃ ।

ગાયત્રીના એ અંશનું નામ વ્યાહૃતિ છે. વ્યાહૃતિનો અર્થ ચારે દિશામાંથી એકત્ર કરીને લાવવું એ જ છે. પ્રથમ ભૂર્ભુવઃ સ્વઃ એ

ત્રણ લોક, અર્થાત્ સમસ્ત જગતને મનમાં એકત્ર કરીને લાવવું જોઈએ, અર્થાત્ એવો અનુભવ કરવો જોઈએ કે:

"હું કોઇ ખાસ દેશનો નિવાસી નથી, પરન્તુ વિશ્વ જગતનો નિવાસી છું. હું જે રાજમહાલયનો નિવાસી છું તે લોક લોકાન્તર તેની એક એક દિવાલ માત્ર છે." (અહા! કેવી ઉચ્ચ કલ્પના છે?)

એ પ્રમાણે પ્રતિદિન ઓછામાં ઓછું એક વખત સૂર્ય, ચન્દ્ર, ગ્રહ અને નક્ષત્રોની મધ્યમાં ઉભા રહીને પોતે પોતાને જોવું જોઇએ. ન્હાની પૃથ્વીની સંકુચિત સીમામાંથી બહાર નિકળીને અનિલ જગત્ સાથે પોતાનો ચિર સંબંધ સ્થાપિત કરવો જોઈએ.

જેમ સ્વાસ્થ્યને ઇચ્છનાર મનુષ્ય પોતાના સંકુચિત બંધ ઓરડામાંથી બહાર નિકળીને પ્રતિદિન પ્રાતઃકાલ અપરિચિત ખુલ્લા મેદાનમાં શુદ્ધ વાયુ સેવન કરવા જાય છે તે જ પ્રમાણે પ્રતિદિન અસંખ્ય નક્ષત્રોમાંથી વિજડિત, આ જગતમાં ઉભો રહીને નિમ્ન લિખિત મંત્રનો ઉચ્ચાર કરવો જોઈએઃ—

**तत् सवितुर्व्वरेण्यं । भर्गो देवस्य धीमहि ।**
**धियो यो नः प्रचोदयात ॐ।**

"સમસ્ત જગત્ જે શક્તિથી વિકસિત થઈ રહ્યું છે તે દિવ્ય જ્યોતિનું અમે ધ્યાન કરીએ છીએ. તે જ અમારી બુદ્ધિનો પ્રેરક અને ચાલક થાય."

બ્રહ્મનું ધ્યાન કરવાની એ પ્રાચીન પદ્ધતિ જેમ મહાન્ ઉદાર છે તે જ પ્રમાણે તે અત્યંત સરલ છે. એ (ગાયત્રી મંત્ર) માં કોઇ પ્રકારની વ્યર્થતા અથવા બનાવટનો પ્રવેશ નથી.

બાહ્ય જગત્ અને આન્તર-બુદ્ધિ, એ બન્ને સિવાય આપણી પાસે બીજું શું છે? જગત્ અને ધી (બુદ્ધિ) ને ભગવાન પોતાની

અથાગ શક્તિ વડે દિવસ અને રાત પ્રેરણા કરી રહ્યા છે. એ વિષયનો અનુભવ કરવાથી ભગવાન સાથે આપણો સંબંધ ચિરસ્થાપિત થઇ શકે છે. એવો બ્રહ્મ (ભગવત્) સંબંધ, કોઈ પ્રકારની હુન્નર કળા, સામગ્રી, કૃત્રિમ સાધન અથવા માનસિક વિચારો દ્વારા થઈ શકતો નથી એમ હું સમજું છું.

એ પુનીત (ગાયત્રી) મંત્રના અભ્યાસમાં કોઈ પ્રકારનો તાર્કિક ઉહાપોહ, કોઇ પ્રકારનો મત-ભેદ અથવા કોઇ પ્રકારની શંકાને સ્થાન જ નથી. વળી એ મંત્રમાં કોઇ વિશેષ પ્રકારની વ્યક્તિગત સમીપતા અથવા સંકીર્ણતા મળી આવતી નથી."

વાંચક ! તમે શા માટે ગાયત્રી મંત્રનો જપ કરતા નથી ? આજથી જ શરૂ કરો.

× × ×

## ગાયત્રી મંત્ર અને સોમ શર્મા.

ગાયત્રી મંત્ર જપ સંબંધી અનેક આખ્યાયિકાઓ પ્રચલિત છે. તેમાંનું એક સોમશર્મા નામક બ્રાહ્મણનું હૃદયગ્રાહી આખ્યાન "શ્રી ગાયત્રી પ્રકાશ" નામક ગ્રંથમાંથી અત્રે પ્રકટ કરવામાં આવે છે.

સોમશર્મા નામક એક બ્રાહ્મણ ગાયત્રીનો પરમ ભક્ત થઈ ગયો છે. તેણે પોતાના જીવનમાં ગાયત્રીના નિષ્કામ કેટલાંયે પુરશ્ચરણ કર્યાં હતાં. તેની સ્ત્રી અતિ સાધ્વી, સુશીલ, સુંદર રૂપવાન અને પતિપરાયણ હતી. તેને ચાર પુત્ર હતા. તેમાંના ત્રણ પુત્ર તો અતિ બુદ્ધિમાન, વિદ્વાન્ અને ધર્માત્મા હતા પરન્તુ દૈવયોગવશાત્ ચોથો પુત્ર મહાન્ ચોર થયો. પિતા, માતા અને ભાઇઓએ તેને ઘણું સમજાવ્યો પરન્તુ તેણે કોઇની શીખામણ માની નહિ. અન્તે સોમ શર્માના મૃત્યુ સમયે જ્યારે સર્વ સગાં અને કુટુંબીજનો એકત્ર થયાં ત્યારે

તેમણે પોતાના ચોથા પુત્રને કહ્યું કે: આ સમયે માત્ર મ્હને ત્હારી ચિન્તાને લીધે જ કંઇક દુ:ખ થાય છે. જો તું મ્હારૂં કહ્યું માને તો હું સુખેથી મૃત્યુને વશ થઇશ.”

સમયનો વિચાર કરીને ચોથા પુત્રે પિતાના કાનમાં કહ્યું કે: “ચોરીનો ત્યાગ કર્યા સિવાય થોડા સમયમાં કરવાનું જે જે કાંઈ કામ તમે કહેશો તે હું કબુલ કરીશ.”

પિતાએ કહ્યું કે: “હું તને ચોરીનો ત્યાગ કરવાનું કહીશ નહિં ત્હારી ઇચ્છા હોય તો તેમ કરતો રહેજે પરન્તુ સવારમાં સૂર્યોદય સમયે સ્નાન કરીને એક માળા ગાયત્રીમંત્ર જપ કરતો રહેજે.”

પુત્રે વિચાર કર્યો કે: એક માળા જપ કરવામાં ઘણું તો દશ મિનિટનો સમય વ્યતીત થશે. એમ જાણી તેણે પિતાનું કહ્યું સ્વીકારી લીધું, અને તેથી તેનો પિતા પણ સુખેથી મૃત્યુવશ થયો.

પિતાના મૃત્યુ પછી ચોથો પુત્ર યથાસમય પોતાના ચોરી કરવાના કામમાં ગુંથાઇ ગયો હતો પરન્તુ તે ગમે ત્યાં હોય પણ જ્યાં સૂર્યોદય થતો કે તુરત જ તે સ્નાન કરી ગાયત્રી મંત્રની એક માળા જપ કરવાનો નિયમ દ્રઢતા પૂર્વક પાલન કરતો હતો.

એક વખત તેના મનમાં સ્ફૂરણા ઉત્પન્ન થઇ કે નિત્ય ન્હાની ન્હાની ચોરીઓ કરવા કરતાં એક મ્હોટી ચોરી કરવી એ જ શ્રેષ્ઠ છે. તેમાં પકડાઇ જવાથી પ્રાણદણ્ડ થશે પણ દૈવયોગે બચી ગયા તો સમસ્ત જીવનની ચિન્તા દૂર થઇ જશે. એવો વિચાર કરી તેણે પોતાના ચાતુર્યથી રાજમહેલમાં પ્રવેશ કરી રાણીઓના ઝવેરાતનો મ્હોટો ડબ્બો ચોરી લઈ ગુપચુપ ઘરનો રસ્તો પકડયો. તે શહેરથી બહાર નિકળ્યો તે જ સમયે સૂર્યોદય થવાની તૈયારી હતી. નજીકમાં જ એક જળાશય હતું. તેણે વસ્ત્રો ઉતારી તેમાં ઝવેરાતનો ડબ્બો સંતાડી તળાવને કિનારે મુકી દીધો અને તેણે સ્નાન કરી ગાયત્રી મંત્રનો જપ કરવાનું શરૂ કર્યું.

એટલામાં જ ચોરને પકડવા માટે રાજાના સિપાહીઓ ચારે દિશામાં દોડવા લાગ્યા. કેટલાક સિપાહી તળાવને કિનારે પણ આવી પહોંચ્યા. તેમણે જોયું કે એક દિવ્ય તેજયુક્ત સોળ વર્ષની કન્યકા પેલાં કપડાંની પાસે બેઠી છે અને એક બ્રાહ્મણ સ્નાન કરીને મંત્ર જપ કરી રહ્યો છે. એ જોઈ સિપાહીઓના ઉપરી અધિકારીએ કહ્યું કે: આ બ્રાહ્મણ તો નિર્ભય બનીને મંત્ર જપ કરી રહ્યો છે અને આ બાઇ તેના વસ્ત્રોની સંભાળ રાખે છે. ચાલો, બીજે સ્થળે શોધ કરીએ. ચોર બીજે ક્યાંય ન્હાસી જાય નહિં માટે ઝટ ચાલો. એમ કહી સિપાહીઓ બીજી તરફ ચાલ્યા ગયા. બ્રાહ્મણના ગાયત્રી મંત્ર જપની એક માળા પૂરી થઈ, એટલે તેણે પોતાના વસ્ત્રોની પાસે બેઠેલી એક યુવતી સ્ત્રીને જોઇ પૂછ્યું: "બાઇ! તમે કોણ છો? મ્હારાં વસ્ત્રોની પાસે કેમ બેઠાં છો?"

તે દેવી આડું મુખ રાખીને બેઠી હતી. તેણે ઉત્તર દીધો કે: "ત્હારો પિતા સોમશર્મા મ્હારો પરમ ભક્ત હતો. તું ત્હેનો પુત્ર છે. ત્હારા જીવ ઉપર સંકટ આવેલું જોઇને મ્હારે અહીં આવવું પડયું છે."

બ્રાહ્મણ સમજી ગયો કે: એ તો ગાયત્રી દેવી છે. તેણે સાષ્ટાંગ દણ્ડવત્ પ્રણામ કરીને કહ્યું કે: "માતાજી! તમારી મ્હારા ઉપર આટલી બધી કૃપા છે ત્યારે મ્હને દર્શન કેમ દેતાં નથી?"

શ્રી ગાયત્રી માતાએ કહ્યું કે: "ત્હારા પિતાના પુણ્ય પ્રભાવને લીધે જ આજે મ્હારે ત્હારા પ્રાણનું સંરક્ષણ કરવું પડ્યું છે. તું બ્રાહ્મણનો પુત્ર થઈને ચોરી જેવું નીચ કર્મ કરે છે, તેથી ત્હારા જેવા દુષ્ટ મનુષ્યોને મ્હારાં દર્શન થાય તો વેદ-શાસ્ત્રની મર્યાદા અને મ્હારૂં માહાત્મ્ય શું રહે?"

બ્રાહ્મણે પુનઃ પુનઃ સાષ્ટાંગ પ્રણામ કર્યા અને ક્ષમા પ્રાર્થના કરી. ત્યારે ભગવતી શ્રી ગાયત્રી માતાએ કહ્યું કે: "હું ત્હારા પર પ્રસન્ન છું. કારણ કે ત્હારા પિતાની આજ્ઞા પ્રમાણે તું નિત્ય એક

માળા ગાયત્રી જપ કરે છે. હવે તું ત્હારૂં એ પાપકર્મ ત્યાગ કરી નિત્ય નિરંતર ગાયત્રી મંત્ર જપને જ ત્હારૂં જીવન કર્ત્તવ્ય સમજી તેનો જ જપ કર તો ત્હને સર્વ પ્રકારનું સુખ પ્રાપ્ત થશે, અને યોગ્ય સમયે ત્હને મ્હારાં દર્શન થશે." એટલું બોલીને ભગવતી ગાયત્રી માતા અન્તર્ધાન થઇ ગયાં.

એ આખ્યાયિકાથી આપણને ઉપદેશ મળે છે કે: (૧) નિત્ય નિરંતર (૨) નિયમિત સમયે (૩) શ્રદ્ધા અને સત્કાર પૂર્વક (૪) દીર્ઘ કાલ પર્યંત (સાંસારિક કામ ધંધામાં રહેવા છતાં) ગાયત્રી મંત્ર જપ કરતા રહેવાથી ગમે તેવા મહાન્ ભયમાંથી પણ મુક્તિ મળી શકે છે અને જીવન સફળ થાય છે.

**પરંતુ જે મનુષ્ય ગાયત્રી મંત્રના જપને જ પોતાનું જીવન કર્ત્તવ્ય સમજે અને રાતદિવસ એજ મંત્ર જપને પોતાની નોકરી, ચાકરી, વ્યાપાર, રોજગાર અને સર્વસ્વ સમજી તેજ જપ કર્યા કરે તો તેને માટે સંસારમાં કોઇપણ વસ્તુ અલભ્ય નથી. એવા ગાયત્રી ઉપાસકનો એકપણ મનોરથ અપૂર્ણ રહેશે નહિ.**

પં. રાજારામ, પ્રોફેસર ડી. એ. વી. કોલેજ અને સમ્પાદક આર્ય ગ્રન્થાવલી, લાહોર, એમણે સ્વરચિત "ગાયત્રી ભાષ્ય" નામક ગ્રંથમાં અથર્વવેદનો એક મંત્ર લખ્યો છે અને લખ્યું છે કે ! ગાયત્રી મંત્રનો જપ કર્યા પછી નીચે લખેલો મંત્ર ભણવો.

**" स्तुता मया वरदा वेदमाता ।**
**प्रचोदयन्तां पावमानी द्विजानाम् ।**
**आयुः प्राणं प्रजां पशु कोर्तिद्रवणं ब्रह्मवर्चसम् ।**
**मह्यं दत्वा व्रतत ब्रह्मलोकम् ॥**

(અથર્વ ૧૯-૭-૭૧-૧)

અર્થાત્: " મેં વરદાન દેનાર વેદમાતાની સ્તુતિ કરી છે કે જે મનુષ્યની બુદ્ધિને શુદ્ધ સાત્વિક કર્મોમાં પ્રેરણા કરનાર છે અને દ્વિજોને પવિત્ર કરનાર છે. તે મ્હને દીર્ઘ આયુ, શારીરિક, માનસિક અને આત્મિક બલ, શ્રેષ્ઠ સંતાન, પશુ, કીર્ત્તિ, ધન અને બ્રહ્મતેજ આપો અને બ્રહ્મલોકમાં પ્રવેશ કરાવો.×

**॥ भगवती गायत्री माता सर्वनुं कल्याण करे ॥**

**ईति शुभं भूयात् ।**

---

× જપ કરતાં કરતાં બ્રહ્માકાર વૃત્તિ થઇ જાય, આગળ પાછળ, ઉપર નીચે સર્વત્ર-બ્રહ્મતત્વનું ભાન થાય, શરીરનો અહંભાવ ભૂલી જઈને સર્વ વ્યાપક આનંદઘન આત્મતત્ત્વમાં સ્થિર થઇ જવાય, એનું નામજ બ્રહ્મ-લોકમાં પ્રવેશ કરવો એ છે. એજ જપની સર્વોચ્ચ અવસ્થા છે.

એવી અવસ્થા પ્રાપ્ત કરવી એજ જપ, ધ્યાન અને ઉપાસનાનો મુખ્ય ઉદ્દેશ્ય જો સન્ધ્યાવંદન કરતાં અને ઉપાસના કરતાં જીવનમાં કદી પણ એવી અવસ્થા પ્રાપ્ત ન થાય તો પછી મનુષ્ય જન્મ ધારણ કરવાનો ફળ શું પ્રાપ્ત થયું ? જે ભાગ્યશાળી ઉપાસક, સાધક કે ઈષ્ટ મંત્ર જપ કરનારને એવી અવસ્થા પ્રાપ્ત થઇ હોય તે ગમે તો એક લંગોટીધારી હોય તો પણ તે મહા ભાગ્યશાળી છે એમ સમજવું જોઇએ. એ અવસ્થા પ્રાપ્ત કરવા માટે તો ભર્તૃહરિ અને ગોપીચંદન જેવા રાજા-મહારાજાએ માયા-પ્રપંચ અરે ! રાજપાટનાં સુખ વૈભવનો ત્યાગ કરી કૌપિન ધારણ કરી હતી. કેટલાક સુખ વૈભવશાળી ગૃહસ્થાશ્રમી જનોએ પણ એ આત્માનંદ, પરમાત્માનંદ પ્રાપ્ત કરવા માટે સર્વ વિભવ સુખનો ત્યાગ કર્યાના અનેક દૃષ્ટાંત અમારા જાણવામાં છે.

**स्वानन्द मात्रे परतुष्टि मन्त ।**
**प्रशान्त सर्वेन्द्रिय वृत्ति मन्तः ।**
**निरंतर ब्रह्मणि ये रमन्तः ।**
**कौपीनवन्तः खलु भाग्यवन्तः ।**

અર્થાત્: "જે પોતાના આનન્દ ભાવમાં સદા પ્રસન્ન રહે છે, જેની સર્વ ઇન્દ્રિયોની વૃત્તિઓ પ્રશાન્ત રહે છે. એવા પુરૂષો કેવળ કૌપીન ધારણ કરતા હોય તો પણ તે મહાભાગ્યવાન છે."

# ઉપસંહાર.

**મહાભારતમાં** નીતિશાસ્ત્રના જે કિંચિત્ અધ્યાય અને નિયમો શાન્તિ પર્વના રાજધર્મમાં પ્રકટ કરવામાં આવ્યા છે : તેમાં શત્રુનો પરાજય કરવા માટે સામ, દામ, ભેદ, દંડ, મંત્ર, ઔષધિ અને ઇન્દ્ર-જાલ, એ પ્રકારના સાત ઉપાયોનું વર્ણન કરવામાં આવ્યું છે. તેમાં લખ્યું છે કે: "શત્રુના બલની પરીક્ષા કરીને વિજયની ઇચ્છા રાખનાર પુરૂષે એ ઉપાયોમાંથી કોઇ પણ ઉપાયની યોજના કરવી જોઇએ. એ બધા ઉપાયોમાં મંત્ર જપ એ દૈવી ઉપાય છે."

ઉપરોક્ત અવતરણથી જણાય છે કે: બે હજાર વર્ષ પૂર્વ પર્યંત યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરવા જેવા મહત્વપૂર્ણ કાર્યમાં મંત્રશાસ્ત્રનો ઉપયોગ કરવામાં આવતો હતો. વર્તમાન મહાભારત બનવાનો સમય પણ આપણા મહાભારતમાં મીમાંસિત થયો છે. એ સમય પર્યંત મંત્ર-શાસ્ત્રનું આસન અતિ ઉચ્ચ માનવામાં આવતું હતું. વિગત બે હજાર વર્ષથી મંત્રશાસ્ત્ર પ્રત્યે બેદરકારી રાખવામાં આવે છે અને ત્યારથી જ આપણો દેશ વંશપરંપરાથી અવદશા—અવનતિને પામતો જાય છે. એ

જ દેશનું દુર્ભાગ્ય છે! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ગાયત્રી મંત્ર, શાક્ત સમ્પ્રદાયવાળા દેવીનો નવાર્ણવ મંત્ર અને ગાણપત્ય તેમજ સૌર ઉપાસકો તે દેવના ઇષ્ટ મંત્રોનો જપ કરવાથી દૂર રહ્યા છે, ત્યારે તે દેવો પણ તેમના ભકતોથી હજારો ગાઉ દૂર ન્હાસી ગયા છે! સર્વ ઉપાયોમાં દૈવી ઉપાય એ જ મહાન્ બળવાન છે. અનેક ઔષધિઓ કરવા છતાં જે વ્યાધિ મટતો ન હોય, અનેક યુકિત પ્રપંચથી જે વિકટ કામ સાધ્ય થતું ન હોય અને ગમે તેટલા ધનમદ કે જનમદથી જે કામ પરિપૂર્ણ થતું ન હોય તે કામ ઇષ્ટ દેવના વિધિ પૂર્વક મંત્ર જપ કરવાથી સિદ્ધ થઈ જાય છે. એક તાજું દ્રષ્ટાંત આપવામાં આવે છે કે :

એક પવિત્ર બ્રાહ્મણ–શુકલનો પુત્ર કોઈ એક ચોરીના કેસમાં સપડાયો હતો. તે નિર્દોષ હોવા છતાં કોઇ મિત્રોએ તેને ફસાવી દીધો હતો. તેના પિતાને એ સમાચાર મળતાં જ તેમણે ચણ્ડીપાઠમાંથી એક મંત્ર શોધી તેનું અનુષ્ઠાન શરૂ કરી દીધું. બરાબર એકતાલિશમે દિવસે તે છોકરો નિર્દોષ થઇ ઘેર આવી પહોંચ્યો.

આવાં ઘણાં દ્રષ્ટાંતો અમારી દ્રષ્ટિ સમીપ બની ગયાં છે અને બને છે. માત્ર મંત્ર જપ ઉપર શ્રદ્ધા જોઈએ અને વિધિ પૂર્વક તેના જપ–અનુષ્ઠાન કરવાં જોઈએ, ત્યારે જ મનવાંચ્છિત ફળની પ્રાપ્તિ થયા સિવાય રહેતી નથી એ તદ્દન સત્ય છે.

પ્રાચીન કાલમાં બાલકોને સૌથી પહેલાં તપ કરાવવામાં આવતું હતું. બ્રહ્મચારીને ગુરૂને ઘેર મોકલતાં જ ગુરૂદેવ પ્રથમ તેમને સરસ્વતીનો મંત્ર, પછી અન્નપૂર્ણાનો મંત્ર અને તે પછી મહાલક્ષ્મીનો મંત્ર, એમ અનુક્રમે લાખો મંત્રના જપ કરવાની દીક્ષા આપતા હતા. બ્રહ્મચારીઓ પણ ગુરૂ આજ્ઞા પ્રાપ્ત થતાં જ ગંગાકિનારે એકાન્તમાં પર્ણકૂટી બનાવી દુગ્ધ કે ફળ મૂળનો આહાર કરીને એકચિત્તે ગુરૂમંત્રનો જાપ કરતા હતા. તેનુંપરિણામ એ થતું કેઃ બ્રહ્મચારીઓને સરસ્વતી, અન્નપૂર્ણા

અને મહાલક્ષ્મીદેવી પ્રસન્ન થતાં. તાત્પર્ય એ છે કેઃ જે મનુષ્યને સદ્-વિદ્યા પ્રાપ્ત થઈ હોય, વેદ વેદાન્ત અને શાસ્ત્રકથિત કર્મકાંડ અને મંત્રશાસ્ત્રમાં જે પારંગત થયો હોય તેનું ભલભલા રાજા મહારાજા અને શ્રીમંતો તેમજ સદ્‌ગૃહસ્થો સન્માન કરે છે. વિદ્વાનોને સર્વે આગ્રહ પૂર્વક આમંત્રણ કરે છે. વિદ્વાનોને સર્વ કાલાવાલા કરી પોતાને ત્યાં તેડી જાય છે. જે વિદ્વાનોને સરસ્વતી માતા પ્રસન્ન હોય છે તેને અન્નપૂર્ણા કે લક્ષ્મીની શી ખોટ હોય ? તેમને ઘેર ઘેર ભટકી પંચ-ભાગનું અન્ન કિંવા વસ્ત્રની ભિક્ષા માંગવાની શી આવશ્યકતા હોય વારૂ ? પરન્તુ આજે દેશની શી સ્થિતિ છે ? શું બ્રાહ્મણો શાંત ચિત્તે, એકાંતમાં વિધિ પૂર્વક સન્ધ્યા વંદન કે ગાયત્રી મંત્રનો જપ કરે છે ખરા ? શું તેઓ પરાન્ન ભોજન કે મૃતકનાં અન્ન ભોજન કરતા નથી ? શું અનેક બ્રાહ્મણો, બ્રાહ્મણો સિવાય શૂદ્રોનું અન્ન, વસ્ત્ર આદિ દાન લેતા નથી ? અરે ! આજે તો અનેક બ્રાહ્મણો શૂદ્ર તો શું પણ અતિ શૂદ્રને બારણે બારણે ભટકી અન્ન વસ્ત્ર આદિનાં દાન લેવા ચૂકતા નથી ? ત્યારે તેમની સ્થિતિ કેવી હોય છે ? તેમના મુખ ઉપર બ્રહ્મતેજનું એક બિન્દુ પણ જોવામાં આવે છે ખરૂં ? એવાં ક્ષુદ્ર દાન ગ્રહણ કરનારની આશિષથી અન્ન, વસ્ત્ર, ધન, ધાન્ય કિંવા પશુ, પુત્ર પ્રાપ્ત થાય ખરાં ?

જો બ્રાહ્મણ બન્ધુઓ ગાયત્રી માતાની બરાબર ઉપાસના કરે તો તેમની એવી સ્થિતિ થાય જ નહિ. ત્યાં પછી ક્ષત્રિયો અને વૈશ્યોની સ્થિતિ ઉન્નત થાય એ સ્વાભાવિક જ છે.

પ્રાચીન કાલમાં બ્રાહ્મણોને જે તપ કરાવવામાં આવતું હતું તેના પ્રભાવથી કોઇ દરિદ્ર રહેતું નહોતું. ગરીબ રહેતા નહોતા, અને મૂર્ખ કિંવા સમ્પતિહીન પણ રહેતા નહોતા. જ્યારથી આપણે પ્રાચીન પ્રણા-લિકાનો ત્યાગ કર્યો છે, તપ કરવાનું ત્યાગ કર્યું છે ત્યારથી આપણું જીવન પશુવત્ થઈ ગયું છે. હજી પણ જો આપણે આપણી સ્થિતિ

સુધારવાનો પ્રયત્ન નહિં કરીએ તો આપણી અતિ હીન અવસ્થા થઇ જશે.

સર્વ દ્વિજાતિમાં ઉપનયન સંસ્કારને અદ્યાપિ પર્યંત આવશ્યક માનવામાં આવે છે. છાપખાનાં અને લાયબ્રેરીઓ અધિક હોવાથી ગાયત્રી મંત્ર સર્વના જાણવામાં છે, પરંતુ એ મંત્ર તો જીવન–ધન છે. એનો જપ કરવાથી સર્વ પ્રકારના મનોક્લેશનો નાશ થાય છે, અને નિષ્કામ વૃત્તિ પૂર્વક જપ કરવાથી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે, પરંતુ ઘણા થોડા મનુષ્યોને જ એ પ્રત્યે શ્રદ્ધા છે, અને એવો વિશ્વાસ–શ્રદ્ધા નહિં હોવાથી જ દેશનું અધઃપતન થયું છે. બ્રાહ્મણોનાં સન્તાનો અંગ્રેજી કે ગુજરાતી વિદ્યાલય, સ્કૂલ, કૉલેજોમાં ભણતા થયા છે ત્યારથી તેમણે ગાયત્રી માતાને તો દેશનિકાલ જ કર્યાં છે! સન્ધ્યા ગાયત્રીનું તો તેઓ નામ જ ભૂલી ગયા છે. અરે! ઘણા વિદ્યાર્થીઓને તે પ્રત્યે વિશ્વાસ કે શ્રદ્ધા જ નથી! તેથી જ તેઓ પોતાના પહેરવેશને ભૂલ્યા છે તેજ પ્રમાણે ધર્મકર્મને પણ ભૂલ્યા છે, અને તેથી જ તેઓ થોડા રૂપિયાની ગુલામગીરીને માટે માતા પિતાને ભારે ખર્ચના બોજામાં કચડી નાંખે છે! જેમ વિદ્યાર્થીઓ ધર્મ ભૂલ્યા છે તે જ પ્રમાણે નીતિભ્રષ્ટ પણ થયા છે. તેઓ માતાપિતા, સગાં સહોદર પ્રત્યે અધર્મ અનીતિપૂર્વક વર્તન ચલાવતા જોવામાં આવે છે. માતાપિતાનું સન્માન કે સેવા કરવાને બદલે તેમનો તિરસ્કાર અને અપમાન કરવાને જ પોતાનો ધર્મ સમજી બેઠા છે. વિદ્યાર્થીઓના જેવી જ વિદ્યાર્થીનિઓની પણ એવી જ દુર્ગતિ થઈ છે. તેઓ પણ સ્વેચ્છાપૂર્વક વર્તન ચલાવીને માતાપિતા અને સગાં સહોદરને તુચ્છ સમજે છે. એ સર્વ પાશ્ચાત્ય વિદ્યાનો પ્રભાવ છે. એ સર્વ ઋષિમુનિ પ્રણિત સદ્વિદ્યાના ત્યાગનું જ પરિણામ છે. હજી પણ માતાપિતા જાગ્રત થાય, તેઓ પોતાના બાળક પુત્ર પુત્રીઓને બાલ્યાવસ્થાથી જ ધર્મ, ધ્યાન અને સંધ્યા ઉપાસના, ઇષ્ટ મંત્ર જપ આદિ સતકર્મ કરવાની ટેવ પાડશે તો હજી પણ તેમનું ભાવિ કલ્યાણકારક થશે.

એક સમયે સ્વામી દયાનન્દ સરસ્વતીને લખનઉના એક પ્રસિદ્ધ બૅરીસ્ટરે પ્રશ્ન કર્યો હતો કેઃ "તમે નેશનલ કૉન્ગ્રેસની સાથે કાર્ય કરતા નથી તેનું કારણ શું?" સ્વામીજીએ ઉત્તર દીધો કેઃ "જો કે નેશનલ કૉન્ગ્રેસ અને મ્હારો ઉદ્દેશ તો એક જ છે. સ્વરાજ્ય તેઓ પણ માંગે છે અને હું પણ માંગું છું, પરન્તુ ભેદ માત્ર એટલો જ છે કેઃ તેઓ સ્વરાજ્ય સરકાર પાસે માગે છે અને હું પરમાત્મા પાસે માંગું છું. હું અને અન્ય સર્વે એક જ પિતા ઇશ્વરના પુત્ર છીએ. પિતા જે પુત્રને યોગ્ય સમજે છે તેને જ તે ખજાનાની કુંચી સોંપે છે. આ સમયે તેઓ (અંગ્રેજો) રાજા થવા યોગ્ય છે તેથી તેઓ રાજા થયા છે. આપણે પણ યોગ્યતા સમ્પાદન કરવી જોઈએ. જ્યારે પરમ પિતા પરમાત્માની દ્રષ્ટિમાં આપણે તેને યોગ્ય થઇશું ત્યારે આપણને પણ રાજ્યપદની પ્રાપ્તિ થશે."

અહા! કેવો સત્ય ઉત્તર છે! કેવો ઇશ્વર ઉપર દ્રઢ વિશ્વાસ છે? પ્રિય વાંચક બન્ધુઓ! જો તમારે સ્વરાજ્યની ઇચ્છા હોય અથવા એથી પણ અધિક બ્રહ્મપદની ઇચ્છા રાખતા હો તો તે યોગ્યતા પ્રાપ્ત કરો. અંગ્રેજીમાં એક કહેવત છે કેઃ "યોગ્ય થઇને ઇચ્છા કરો." નીતિકારે પણ એમ જ કહ્યું છે:

**"नाभिषेको न संस्कारः सिंहस्य क्रियते मृगैः ।**
**विक्रमार्जित राज्यस्य, स्वयमेव मृगेन्द्रता ॥**

અર્થાત્ઃ "જંગલનો પશુ સિંહ રાજ્યાભિષેક કરાવતો નથી અને અન્ય સંસ્કાર કરાવતો નથી તેમ છતાં તે પોતાના પરાક્રમના બળથી જ જંગલનો રાજા બની જાય છે."

માટે જ સુહૃદ્ વાંચક! પરાક્રમ ઉત્પન્ન કરો. આત્મકશક્તિયોને જાગ્રત કરો. આત્મશક્તિનો વિકાશ કરો, ત્યારે જ તમે જે ઇચ્છશો તે તમને પ્રાપ્ત થશે. સૃષ્ટિના પ્રત્યેક પરમાણુ એજ શિક્ષણ આપે છે કેઃ

પરિશ્રમ કર્યા સિવાય કાંઇ પણ પ્રાપ્ત થતું નથી. એવી આશા રાખીને હાથ પગ જોડી બેસી ન રહો કે: તમે જે માંગશો તે આકાશમાંથી ઉતરી તમને મળશે. પરિશ્રમ કરશો તો જ તમને તમારી આશાથી અધિક ફળ પ્રાપ્ત થશે.

આટલો બધો બોધ કર્યા પછી યજ્ઞ, દાન અને તપસહિત જે ગાયત્રી મંત્ર તમને અર્પણ કરવામાં આવે છે તે કેવળ માત્ર સાંભળવા માટે નહિ અને કિંવા માત્ર યાદ રાખવા માટે નહિં પણ એ મંત્ર એટલે વેદ માતા ગાયત્રી મંત્ર છે. એ મંત્રની અસ્તિ સૂર્યમંડલમાંથી ઉતરી આવે છે. એ મંત્રનો જપ કરનાર મનુષ્યની તે માતા હોય તેમ રક્ષણ કરે છે અને પિતાની પેઠે સમાન હિત ચાહનાર છે. એ મંત્રના જપથી માત્ર તમારી સાંસારિક આવશ્યકતાઓ પૂર્ણ થતી નથી પણ જે મોહ-મયી પ્રમાદ મદિરાના પાનથી તમે ઉન્મત્ત ભૂત જેવા બની ગયા છો તે મોહપટલને છિન્નભિન્ન કરીને તમારા મૂળ સ્વરૂપનું તમને એક દિવસ દર્શન કરાવી દેશે. સમસ્ત બ્રહ્માંડ જેમાંથી ઉત્પન્ન થયું છે, જેના વડે મનુષ્યો જીવન ધારણ કરી રહ્યા છે અને જેમાં પુનઃ મળી જવાનું છે તેજ મહાશક્તિ, ઇશ્વર, બ્રહ્મ અને આત્માનું તમને એક દિવસ દર્શન કરાવી દેશે. એવું અમૂલ્ય રત્ન તમને પ્રાપ્ત થયા પછી પણ જો તમારે દારિદ્રતા, મૃત્યુનો ભય અને કષ્ટ સહન કરવું પડે તો તે માત્ર તમારા પ્રમાદનું જ કારણ છે.

**माता गायत्री जगत्‌ना जीवोनुं कल्याण करो पज**
**अमारी प्रार्थना छे!**

**સંપૂર્ણ.**



**તંત્રશાસ્ત્ર (પંચમ વેદ) ને આધારે લખાયેલો અપૂર્વ ગ્રં**

(આ ગ્રંથમાં **"દશ મહાવિદ્યા"**ની શાસ્ત્રોક્ત રંગીન છબીઓ તેમજ **"લક્ષ્મી યંત્ર"** પ્રકટ થશે. ભક્તોને સસ્તે મૂલ્યે મળશે

**દેવી ભક્તો માટે અપૂર્વ યંત્ર, મંત્ર, તંત્ર, ગ્રન્થ ! દેવીની ઉપાસના કરો, માતાજીનાં સાક્ષાત્ દર્શન કરો. સર્વ સિદ્ધિ મેળવો**

# દેવી-ઉપાસના.

**શક્તિજ્ઞાન વિના દેવીમુક્તિર્હાસ્યાય કલ્પતે** (શ્રી શંકર)

"શક્તિ (દેવી)ની ઉપાસના સિવાય મુક્તિની આશા રાખવી એ હાસ્યારૂપ છે. વર્તમાન સમયે દેવી-ઉપાસકો ઘણા ... છે. કયા પ્રકારે જગદંબાની ઉપાસના કરવી, કયા મંત્રો વડે જપ, હોમ, પુરશ્ચરણ વગેરે અનુષ્ઠાન કરી અનેક પ્રકારનાં દુઃખમાંથી મુક્ત થવું અને ધન, ધાન્ય, પશુ, પુત્ર, આદિ સમ્પતિ પ્રાપ્ત કરવી, દુઃખ દારિદ્ર દૂર કરી હમેશાં નિર્વિઘ્ન રહેવું એ ક્રિયાઓ શંકર ભગવાન કથિત તંત્ર શાસ્ત્રના અમૂલ્ય ભંડારમાંથી સંશોધન કરી આ ગ્રંથમાં પ્રગટ કરી છે.

સાધકની ઇચ્છા હોય તે શંકર, દેવી, શ્રી વિષ્ણુ, શ્રી ગણેશ, શ્રી સૂર્ય એ પંચ દેવો ઉપરાંત સરસ્વતી, લક્ષ્મી વગેરે દેવ દેવીઓની સહેલી ઉપાસના પદ્ધતિ આ ગ્રંથમાં છે. એમાં મંત્ર ચૈતન્ય કરી મંત્રોનું ચમત્કારિક ફળ કેવી રીતે તત્કાળ મળે, અજપા જપની વિધિ, ત્રિકાળજ્ઞાન, હનુમાન સાધન, દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત કરવી, અદ્રશ્ય થવાનો ઉપાય, અનાવૃષ્ટિ દૂર કરવી. સર્પ, વિંછીના ઝેર ઉતારવાનો ઉપાય, શૂળરોગ, વંધ્યારોગ, પુત્રપ્રાપ્તિ, બાળકને ઉત્તમ સંસ્કાર, દુઃખ દારિદ્ર નિવારણ, જ્વર વગેરે અનેક સાધનો છે.

**દિવ્ય વનસ્પતિનો પ્રયોગ**—આ પુસ્તકમાં બતાવેલી વનસ્પતિઓનો વિધિ પૂર્વક ઉપયોગ કરવાથી અખૂટ ધન, વસ્ત્ર, અને અન્નની પ્રાપ્તિ થાય છે. અનેક રોગો મટે છે, સહેલી મંત્ર ક્રિયાઓ દ્વારા મન વાંચ્છિત ફળ મળે છે. પૃષ્ઠ આસરે ૫૦૦. ચીકણા કાગળ અનેક યંત્રો સહિત પાકું પુઠું. મૂલ્ય રૂ. ૬-૦-૦ પોસ્ટેજ જૂદું. દરિયાપાર માટે શીલીંગ ૧૭, પોસ્ટેજ સહિત. પ્રકટ થયે મોકલવામાં આવશે.

**ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા.**

ઠે. દાણાપીઠ, નવોવાસ, વચલી પોળ-**અમદાવાદ.**

શ્રી કીર્તિ પ્રિન્ટરી, રતનપોળ, અમદાવાદ.